# રસિયાંના રાસ




ચિત્રકાર: ]

હરિ સાંભરે રે !

[ રા. પ્રતાપ શર્મા.

# રસિયાંના રાસ

## [ લોકગીતોનો સંગ્રહ ]



સંપાદક અને પ્રકાશક:

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

તંત્રી : 'શારદા'



ચિત્રકાર:

શ્રીમાન પુરૂષોત્તમ,

રા. હરિલાલ ત્રિવેદી,

રા. પ્રતાપ શર્મા.



સોલ એજન્ટસ:

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.,

વડોદરા.



સંવત ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯

જેમને લોકગીતો તરફ

અત્યંત પ્રેમ છે

એવાં

સૌ. બ્હેનશ્રી મણીબ્હેન ભગવાનદાસને

આ

રશિયાના રાસ

બંધુભાવે

અર્પણ.

—રાયચુરા.

# આદિ વચન.

—※—

દ્વારકેશ્વર શ્રી કૃષ્ણ સોરઠાધીશ થયા ત્યારથી આજ દિન પર્યંત સોરઠની એ આહિરાણીઓ, મેરાણીઓ, કણબણો અને અન્ય વર્ગની સુન્દરીઓએ રાસ સાહિત્યને અનેક રંગે રંગ્યું છે, અનેક દૃષ્ટિએ રસિકતાનો ઓપ આપ્યો છે. સોરઠ પ્રેમશૌર્યની ભૂમિ છે સાથે સાથે રસિકતાની પણ ભૂમિ છે. સોરઠ જેવા રાસ રસિયાં લોક જગતમાં ઓછાં હશે. તેમાંય મેર આહિરનાં ગામડાંઓ એટલે રસિકતાની અવધી. ન એને કોઇ વિષ્ણુદીગંબર કે કોઇ મોલાબક્ષ તાલ સૂરનું શિક્ષણ આપે છે કે ન તો કોઇ સાહિત્ય પરિષદનો ચંદ્રકવાળો કવિ કાવ્યની કડીઓ આપે છે. છતાંય એને આંગણે તાલ, સૂર અને કાવ્યની ત્રિવેણી વહ્યા જ કરે છે. એની રસિકતાની ખીલવણી માટે નથી આરંભાતા શરદુત્સવ કે નથી થતા મ્હોટા સમારંભો. એ પોતે જ રસિકતાની રસમૂર્તિ છે. ચંદ્રમા આકાશે ચડે એટલે ગામડાનાં રસિયાંઓ રસને હેલે ચડે. તેવતેવડી ટોળે મળી ચાંદનીના વ્યોમમંડપમાં રાસડે ચડે. ન્હાની ન્હાની કુમારિકાઓઃ

આ મારો ફૂલ ફુદાડનો ઘાઘરો રે
ફરતી હાબોદાની કોર
રાસડે રમતા ચડી રે લોલ

× × ×

આ મારો સસરો તી આણે આવિયા રે
આ મારા આણલાં પાછાં વાળય
રાસડે રમતા ચડી રે લોલ

એ ચરણોમાં મસ્ત બને. અને ગીતના ઝંકાર પાડે.

સોરઠના ઘેડ પ્રદેશનાં મંડેર, કડછ, મેયારી અને એની આસપાસનાં કોઇપણ ગામડાંઓની શેરીઓના ઘરોની ભીંતો જો વાંચી શકો તો એનાં અણુએ અણુમાં ગીતોનું વાતાવરણ ગુંજ્યાં કરે છે. ન્હાની ન્હાની

બાલિકાઓ પોતાની રાસમંડલી જમાવે તેવી જ રીતે યુવાનીના મદમાં મદઘેલી બનેલી યુવતીઓ પણ પોતાની યુવાન સાથણો સાથે જ્યારે રાસના ઝકોર જમાવે ત્યારે તો દૂર દૂરની શેરીના રસિયાં ટોળે મળી એ સ્થળે જોવા આવે. રાસ ચડયો હોય, યુવાનીનાં હીર ઝબકતાં હોય, પગના ધબકારાથી ધરતી ધણેણતી હોય અને આખુંયે વાતાવરણ રસિયાંના રસકલ્લોલથી રંગાઇ ગયું હોય ત્યારે રસિયાંના રાસનો ખરો ખ્યાલ આવી શકે છે. એ રાસ જેણે જેણે સાંભળ્યા છે, માણ્યા છે એ જીવન પર્યંત એ સુરાવલી, એ તાલ અને એ દૃષ્ટ ભૂલી ન જ શકે. એક તાલ, બે તાલ અને ત્રણ તાલ સાથે ફુદડી અને વર્તુલમાં ફરતી વીરાંગની સમી બરડાની મેરાણીના રાસ; લાંબે લ્હેકે અને હલકથી હીંચ ઝીલનારી મદભરી સોરઠી કણબણના રાસ; પોતાના કોકીલ કંઠથી અમૃતભર્યું વાતાવરણ રચનાર રસિક જામનગરી ખવાસણોના રાસ; ગીતના ઝકોર સાથે અંગ મરોડમાં કુશળતા બતાવતી તંદુરસ્ત દેહની આહિરાણીઓના રાસ; ચરણે ચરણે નૃત્ય કરતી જોમવંતી વાણીમાં દિશાઓ જગાવતી નાઘેરની નમણી કોળણોના રાસ પ્રજાશરીરની નવપલ્લવતાની સામગ્રી તરીકે રસિયાંઓને પોષણ આપ્યા કરે છે. જ્યાં આ રસિયાંના રાસ છે ત્યાં સ્ત્રી શરીરની તંદુરસ્તી હજુ જળવાઇ રહી છે.

૧૯૨૨માં મ્હેં મુંબાઇ છોડયું. કાઠિયાવાડમાં રહી જન્મભૂમિની બની શકિત સેવા કરવાના મ્હારા ઠરાવ વિષે મિત્રો જાણે છે. કાઠિયાવાડના જાહેર જીવનનું વાતાવરણ જોતાં મ્હારે બહુ વિચારો કરવા પડયા. બે વર્ષ કાઠિયાવાડની પ્રજા અને કાઠિયાવાડમાં કામ કરનારાઓનો ચારે તરફ ફરી કંઇક અભ્યાસ કર્યો. એ અભ્યાસ દરમ્યાન લોકસાહિત્ય તરફ મ્હારૂં ધ્યાન ખેંચાયું. કાઠિયાવાડના એ પરમધનના ભંડારોમાંથી થોડાં રત્નો બહાર લાવવામાં મ્હને લોકસેવા જણાયાથી ૧૯૨૪ ની ભાવનગરની સાહિત્ય પરિષદમાં લોકગીતોની મ્હેં શરૂઆત કરી. પ્રજાએ એ લોકભંડારોનો પ્રેમથી સત્કાર કર્યો અને આ પ્રવૃતિ વેગવંતી થઇ. ત્યાર પછી લોકસાહિત્યનો પ્રદેશ વધુ ને વધુ ખેડાતો ગયો.

આ રસિયાંના રાસ એક સ્થળેથી મળ્યા નથી પણ મ્હારી ગામડાંઓની મુસાફરીમાં અનેક અજવાળી રાતે મ્હેં જે હલક ભર્યાં લોકગીતો સાંભળ્યાં છે એનો આ સંગ્રહ છે. ઘણા વખતથી આ લોકગીતોની શાદ

મહાગુજરાત જોઇ રહેલ છે. આજે ગુજરાતનાં રસિયાંઓ સમક્ષ આ સંગ્રહ ધરતાં મ્હને આનંદ થાય છે.

આ રસિયાંના રાસમાં મુખ્ય ફાળો મ્હારાં પૂજ્ય સારી સૌ. ગલાલ બ્હેનનો છે. એક રબારણ બહેન સાજણ, એક સુતારણ બહેન સૌ. અમૃત, બીજી આહિરાણી, કણબણ, કોળણ અને બીજી જ્ઞાતિઓની બ્હેનડીઓ આ સંગ્રહના મૂળમાં છે. રીબવાળા મ્હારા મિત્ર ભાઇ ભોળાશંકર વ્યાસે પણ કણબણોના રાસડાથી આ સંગ્રહને શોભાવ્યો છે. બીજાં ઘણાંય ભાઇ બ્હેનોએ આ રસિયાંના રાસ ખેલી આ સંગ્રહને માટે અણમૂલ સામગ્રી આપી છે એ માટે એ સહુનો હું ઋણી છું.

વડોદરાના જાણીતા ભાષાશાસ્ત્રી મ્હારા મિત્ર રા. ભરતરામ ભાનુસુખરામ મહેતાએ આ સંગ્રહની ભાષાશુદ્ધિ જાળવવા માટે પુસ્તકના છાપકામ પર ખાસ ધ્યાન આપ્યું છે એ માટે એ બંધુનો આ તકે આભાર માનું છું.

વર્ષોથી બહેનો અને ભાઇઓ પૂછતાં 'રાયચુરાભાઇ ! ત્હમારાં લોકગીતોનો સંગ્રહ કયારે પ્રકટ કરો છો?' અંતરના ઉમળકાથી થતી એ માંગણીને આજે હું પુરી પાડી શકું છું એ જોઇ મ્હને આનંદ થાય છે.

આ રસિયાંના રાસનો બીજો સંગ્રહ પણ લગભગ તૈયાર છે. અવકાશે એ પણ રસિયાંઓ સમક્ષ ધરવાનું કામ હું પહેલી તકે હાથ ધરીશ.

'આનંદ ભવન'
ચોરવાડ–કાઠિયાવાડ
વિજ્યાદશમી સં. ૧૯૮૫

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# અનુક્રમણિકા.

# હરિ સાંભરે રે !

[ અજવાળિયાં જામ્યાં હોય, તેવતેવડી ગ્રામ્ય સુંદરીઓની એકસરખી તાળી પડતી હોય, વચમાં ધીમો ધીમો ઢોલ વાગતો હોય, એ વખતે હરિની ધૂન આ રાસની રમઝટમાં જમાવી એ ગ્રામ્ય સુંદરીઓ વાતાવરણને વિશુદ્ધિમાં રંગી દે છે. ]

હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે,
મારાં હૈડાં પડી પડી જાય રે—
ઢોલે રમું ને હરિ સાંભરે રે.

હું તો દાતણ કરું ને હરિ સાંભરે રે,
મારાં દાતણિયાં પડી પડી જાય રે—
ઢોલે રમું ને હરિ સાંભરે રે.

હું તો નાવણ કરું ને હરિ સાંભરે રે,
મારાં નાવણિયાં ઠરી ઠરી જાય રે—
ઢોલે રમું ને હરિ સાંભરે રે.

હું તો ભોજન કરું ને હરિ સાંભરે રે,
મારાં ભોજનિયાં ઠરી ઠરી જાય રે—
ઢોલે રમું ને હરિ સાંભરે રે.

હું તો પોઢણ કરું ને હરિ સાંભરે રે,
મારી નીંદરડી ઊડી ઊડી જાય રે—
ઢોલે રમું ને હરિ સાંભરે રે.

# મોતી વેરાયલ ચોકમાં

[ લોકજીવનમાં સસરો, સાસુ, જેઠ, દેર, દેરાણી, નણંદ વગેરેને પ્રભુએ જગતમાં મોતીરૂપે વેર્યાં છે એવી ઉપમા આપવામાં આવી છે. જગતના ચોકમાં વેરાયલ આ મોતીની કિંમત આંકી લેવાની ભાવના આ ગીતમાં સુંદર રીતે ગૂંથાઇ છે. ]

લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

લે ! લે ! સસરો તી મારા રાજિયા,
લે ! લે ! સાસુડી સમદર લે'ર રાજ;
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

લે ! લે ! જેઠ તી મારા જદુપતિ,
લે ! લે ! જેઠાણી કજિયાનું મૂળ રાજ:
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

લે ! લે ! દેર તી મારા દડે રમે,
લે ! લે ! દેરાણી મારલી જોડ રાજ:
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

લે ! લે ! નણદી તી મારી ચરકલી,
લે ! લે ! ઊડી ઊડી પરદેશ જાય રાજ:
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

લે ! લે ! નણદોઈ તી વાડી માંયલો વાંદરો,
લે ! લે ! વાડીનાં વનફળ ખાય રાજ:
લે ! લે ! મોતી વેરાયલ ચોકમાં.

# લટકે હાલો.

[ નંદલાલજીને લટકે ચાલવાનું સૂચન કરી સ્વાગત માટેની તૈયારી રાધાજી કરતાં હોય એવી ભાવના આ ગીતમાં છે. પણ સાથે સાથે દૂધની રેલ ચાલતી, આંગણે લવિંગ એલચી ઊગતાં, ટોડલે નાગરવેલનાં પાન પાકતાં, એ આપણા દેશની સ્થિતિનું શબ્દચિત્ર ખડું કરવામાં આવ્યું છે. ]

લટકે હાલો રે નંદલાલ જી
તારા લટકાનાં નહિ મૂલ:
લટકે હાલો જી.

ઊજળા મંગાવું રૂડા ચોખલા ને
તેની રે રંધાવું ખીર:
લટકે હાલો જી.

પ્રથમ જમાડું પિયુ પાતળો
ગોરી સગી રે નણંદનો વીર:
લટકે હાલો જી.

દૂધના વરસાવું રૂડા મેહુલા ને
મારે આંગણે રેલમછેલ:
લટકે હાલો જી.

આંગણે વવરાવું લવંગ એલચી ને
તારે ટોડલે નાગરવેલ:
લટકે હાલો જી.

લટકે હાલો રે નંદલાલ જી
તારા લટકાનાં નહિ મૂલ:
લટકે હાલો જી.



# લોકગૃહિણીનું સ્વપ્નું

[ લોકગૃહિણી પોતાના દિલના ઉદ્દગારો આ લોકગીતદ્વારા જાહેર કરે છે. એને પિયરિયાનાં પાત્રો પારસપીપળા જેવાં સુંદર અને તુલસીના ક્યારા જેવાં પવિત્ર લાગે છે, અને સાસરિયાનાં પાત્રો ઠાકોરિયા વીંછીના જેવાં અને સર્પની ફેણ જેવાં ઝેરી લાગે છે. એને ભાઈભોજાઈ આમ્રવૃક્ષ તથા ફૂલવાડી સમાં લાગે છે અને નણંદનણદોઈ આંગણા આગળ તપતી ધૂણી અને જોગીડા સમાં લાગે છે. નિર્દોષ આનંદ સાથે લોકસંસારના ભાવ ચીતરતું આ લોકગીત અર્થપૂર્ણ છે. ]

આજ સ્વપ્નામાં મેં તો પારસપીપળો દીઠો જી રે,
તુલસીને ક્યારે રે ઇ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો ઠાકોરિયો વીંછી દીઠો જી રે,
સરપલિયાની ફણ રે ઇ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો ડોલતા ડુંગર દીઠા જી રે,
વેતુડી તે નદિયું રે ઈ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો ગેડીદડુલિયો દીઠો જી રે,
મોતીડાંની હારૂં રે ઇ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો આંગણિયે આંબો દીઠો જી રે,
ફૂલડિયાંની બાગું રે ઇ તો મારા સ્વપ્નામાં રે.

આજ સ્વપ્નામાં મેં તો આંગણિયે ધૂણી દીઠી જી રે,
જટાળો તે જોગી રે ઇ તો મારા સ્વપ્નામાં રે.

પારસપીપળો ઈ તો અમારો દાદો જી રે,
તુલસીનો ક્યારો રે ઇ તો મારી માતા જી રે.

ઠાકોરિયો વીંછી ઇ તો અમારો સસરો જી રે,
સરપલિયાની ફેણ ઇ તો મારી સાસુ જી રે.

ડોલતા ડુંગર ઇ તો અમારા જેઠ જી રે,
વેતુડી તે નદી રે ઈ તો મારી જેઠાણી રે.

ગેડીદડુલિયો ઇ તો અમારો દેર જી રે,
મોતીડાની હારૂં રે ઇ તો મારી દેરાણી રે.

આંગણિયે આંબો ઇ તો અમારા વીરા જી રે,
ફૂલડિયાંની બાગું રે ઈ તો મારી ભાભડલી રે.

આંગણિયે ધૂણી ઇ તો અમારી નણદલ જી રે,
જટાળો તે જોગીડો ઇ તો મારો નણદોયો રે.



# ભણુતી'તી કાનજી કાળા.

[ બરડા પ્રદેશની એક પુનાદે નામની ચારણિયાણી પર શ્રી કૃષ્ણ પ્રસન્ન થાય છે એ વખતે ચારણિયાણી પ્રભુ પાસે જે માગણી કરે છે તે આજના તૃષ્ણાતુર જમાના માટે સમજવા યોગ્ય છે. ]

ભણુતી'તી કા'નજી કાળા,
ભણુતી'તી કા'નજી કાળા રે,
મીઠી મોરલિયુંવાળા.

પાંચસે ને મોચે પોઠિયા દેજે,
પાંચસે ગુણાળા;
લાંબી બાવડલીએ ચારણ દેજે,
ગાયું ગોવાળા—ભણુતી'તી.

પાંચે ને મોચે પુતર દેજે,
પાંચે છોગાળા;
છઠ્ઠી તો મોચે ધી દેજે,
આણાં ઘોડાળા—ભણુતી'તી.

ડેલી ને મોચે હાયરા દેજે,
અફીણના ગોળા;
મે'માનુંની મોકળું દેજે,
પીનારા ભોળા—ભણુતી'તી.

# લીલી નાઘેરમાં !



[ નાઘેર એ સોરઠનો એક લીલોછમ રળિયામણો પ્રદેશ છે. એ પ્રદેશના એક વખતના રસકસનો આ લોકગીત અચ્છો ખ્યાલ આપે છે. ઊતારામાં મેડીના મોલ, દાતણ પછી કઢેલાં દૂધ, નાવણમાં નદીઓનાં નિર્મળ નીર, ભોજનમાં ઘેવરિયો કંસાર, મુખવાસમાં નાગરવેલનાં પાન, એ એના સ્વાગતની સામગ્રી હતી. આજ તો નાઘેરમાં અને સારા હિંદુસ્તાનમાં એથી ઊલટી સ્થિતિ છે. દાતણ કરવાને બદલે ટુથ પાઉડર, કઢેલાં દૂધને બદલે ધગધગતો ચાહ, નદીઓનાં નીરને બદલે નાહવા માટે શરીર વીછળવાને મળતું પાણી, એવી ખરાબ સ્થિતિ ઘણે સ્થળે અનુભવાય છે. ]

ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં,
લીલી નાઘેરમાં હરી વનરાઇમાં,
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.

ઊતારા દેશું લીલી નાઘેરમાં,
દેશું મેડીના મોલ, લાલ !
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.

દાતણ દેશું લીલી નાઘેરમાં,
દેશું કઢીએલાં દૂધ, લાલ !
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.

ભોજન દેશું લીલી નાઘેરમાં,
દેશું ઘેવરિયો કંસાર, લાલ !
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.

મુખવાસ દેશું લીલી નાઘેરમાં,
દેશું કંઇ પાન પચાસ, લાલ !
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.

પોઢણ દેશું લીલી નાઘેરમાં,
દેશું હિંડોળા ખાટ, લાલ !
ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં.





# પરણે સીતાને શ્રી રામ.

[ વસ્ત્રાલંકારમાં પ્રજાને લૅંકેશાયર અને મૅંચેસ્ટરનો આશરો લેવો પડતો નહિ, અને ગામનો જ કુસુંબી, મણિયારો અને સોની પ્રજાને જોઇતી ચીજો પૂરી પાડતા. એ સ્વાશ્રયનો અસલી જમાનો ક્યારે આવશે ? ]

જાંબુડે તી રસિયો મોરલો રે,
જાંબુડાની અવળીસવળી ડાળ—
જામ તારૂં જાંબુડું રળિયામણું રે.

ભાઇ જોશીડા વિનવું રે,
હલકે લગનિયાં લખી લાવ,
પરણે સીતાને શ્રી રામ—જામ તારૂં.

ભાઇ કુસુંબી વીનવું રે,
હલકે ચુંદડિયું રંગી લાવ,
પરણે સીતાને શ્રી રામ—જામ તારૂં.

ભાઇ મણિયાર વીનવું રે,
હલકે ચુંડડલી લઇ આવ,
પરણે સીતાને શ્રી રામ—જામ તારૂં.

ભાઇ સોનીડા વીનવું રે,
હલકે ઝુમણલાં ઘડી લાવ,
પરણે સીતાને શ્રી રામ—જામ તારૂં.

જાંબુડે તી રસિયો મોરલો રે,
જાંબુડાની અવળીસવળી ડાળ—જામ તારૂં.



# રાજલ રૂપ વર્ણન.

[ સોરઠમાં માધવપુરનો મોટો મેળો ભરાય છે. એ મેળામાં સોરઠનાં રૂપ, વસ્ત્રો અને આભૂષણની ત્રિવેણીનો સંગમ નિરખવા જેવો છે. મેળે જતી રાજલનાં રૂપવર્ણન લોકભાષાની ઉપમા સહિત આ ગીતમાં ગૂંથાયાં છે. ]

રાજલ પાણી ગ્યાંતાં અમે સહિયર પાણી ગ્યાંતાં,
માધુપરનો મારગ અમને વેરી થઇને લાગ્યો.

વેરી થઇને લાગ્યો અમને ઝેરી કાંટો વાગ્યો,
માધુપરનો મારગ અમને વેરી થઇને લાગ્યો.

તારા માથાનો અંબોડો, રાજલ ! માથાનો અંબોડો,
જાણે છૂટો તેજણ ઘોડો, રાજલ ! છૂટો તેજણ ઘોડો.

તારા નાકડિયાની દાંડી, રાજલ ! નાકડિયાની દાંડી,
જાણે દીવડિયે શગ માંડી, રાજલ ! દીવડિયે શગ માંડી.

તારા વાંસાનો વળોટો, રાજલ ! વાંસાનો વળોટો,
જાણે સરપનો સરોટો, રાજલ ! સરપનો સરોટો.

તારા હાથની આંગળિયું, રાજલ ! હાથની આંગળિયું,
જાણે ચોળા-મગની ફળિયું, રાજલ ! ચોળા-મગની ફળિયું.

રાજલ પાણી ગ્યાંતાં અમે સહિયર પાણી ગ્યાંતાં,
માધુપરનો મારગ અમને વેરી થઇને લાગ્યો.



# પરીક્ષા.

[ પરદેશ ગએલો પતિ પોતાની સ્ત્રીની પરીક્ષાને અર્થે છૂપે વેશે મુસાફર તરીકે તળાવને કાંઠે આવે છે અને સ્ત્રીને પોતાની સાથે આવવા લલચાવે છે. આર્યસંસ્કૃતિના નમૂનારૂપ લોકભાષામાં સ્ત્રી આ ઊડતા પંખીને જે રીતે જવાબ આપે છે એ લોકજીવનની પવિત્રતાનું આબેહુબ આલેખન છે. ]

સોના ઈંઢાણી રૂપા બેડલું, શામરડી,
પાણીડાં ગઈ'તી તળાવ.

દૂધે ભરી તલાવડી, શામરડી,
મોતીડે બાંધી છે પાળ.

સાતે ને સૈયરૂં પાણી ભરે, શામરડી,
પંખીડો બેઠો તળાવ.

છએના વાન છે ઊજળા, શામરડી,
સાતમીનો ભીનલો વાન.

ઊડતે પંખીડે મુને પૂછિયું, શામરડી !
ચાલ ને મારલી સાથ.

સોનાં પે'રાવું તુને શોભતાં, શામરડી !
રાખું તુને મેડી મહોલાત.

હિંડોળે બેસાડું તુને હેમના, શામરડી !
રાખું મારા ઘરડાની માંહ્ય.

બળ્યાં તારાં સોનાં શોભતા, પંખીડા લાલ !
બળ્યાં તારાં મેડી મહોલાત.

બળ્યા તારા હિંડોળા હેમના, પંખીડા લાલ !
બળ્યો તારો ભોગળિયો અવતાર.

ફોડય ઘડો ને કર કાચલાં, શામરડી !
ચાલ ને મારલી સાથ.

ઊંડા તી જળમાં દીવા બળે, પંખીડા લાલ !
તો ય ના'વું તારલી સાથ.

છાણું બુડે ને પાણો તરે, પંખીડા લાલ !
તો ય ના'વું તારલી સાથ.

લાજે મારૂં સાયર સાસરૂં, પંખીડા લાલ !
લાજે મારાં ગામ ને દેશ.

લાજે મારાં મા ને બાપ રે, પંખીડા લાલ !
લાજે મારો પરણ્યો પરદેશ.

વારી જાઉં ગોરાં દે તારા બોલને, શામરડી !
રાખી મારા ઘરડાની લાજ.

# મારો મારગ રોકી ઊભો.

[ દાણ માગતા કૃષ્ણને ગોપી જે રીતે સંબોધે છે એમાં પ્રેમની મસ્તી કેટલી છે એનું દૃશ્ય આ ગીતમાં સ્પષ્ટ દેખાય છે. ]

કા’નો દાણ માગે, ધૂતારો દાણ માગે,
એની મોરલીમાં વેણુ રસ વાગે—
કા’નો દાણ માગે૦

કા’ન કિયા મલકનો છે દાણી,
દાણી મારી નવરંગ ચૂંદડી તાણી—
કા’નો દાણ માગે૦

કા’ન કિયા મલકનો છે રાજા,
રાજા એને સંગે ગોવાળિયા ઝાઝા—
કા’નો દાણ માગે૦

કા’ન કિયા મલકનો છે હામી,
હામી મારો હૃદયા કમળનો સ્વામી—
કા’નો દાણ માગે૦

કા’ન કિયા મલકનો છે સુબો,
સુબો મારો મારગ રોકી ઊભો—
કા’નો દાણ માગે૦

# રંગોની પિછાણ.

[ આ લોકગીત ગામડાંઓની નાની નાની કન્યકાઓ રસથી ઝીલે છે અને શિક્ષણની દૃષ્ટિએ આ ગીત રંગોની પિછાણનો અચ્છો પદાર્થપાઠ રજુ કરે છે. ]

રામ ને સીતા વાદ વદે રે,
લાવજો રે એક પીળું પાનઃ
હૃદય કમળમાં રાસ રમે રે.

પીળો તી હળદર ગાંઠીયો રે,
પીળી રે ચણાની દાળ :
હૃદય કમળમાં રાસ રમે રે.

રામ ને સીતા વાદ વદે રે,
લાવજો રે એક લીલું પાન :
હૃદય કમળમાં રાસ રમે રે.

લીલી તી પોપટ પાંખડી રે,
લીલી રે કંઇ નાગરવેલ :
હૃદય કમળમાં રાસ રમે રે.

રામ ને સીતા વાદ વદે રે,
લાવજો રે એક રાતું પાન :
હૃદય કમળમાં રાસ રમે રે.

રાતી તે નવરંગ ચૂંદડી રે,
રાતા રે કન્યાના દાંત :
હૃદય કમળમાં રાસ રમે રે.

રામ ને સીતા વાદ વદે રે,
લાવજો રે એક કાળું પાન :
હૃદય કમળમાં રાસ રમે રે.

કાળો કેસર હાથિયો રે,
કાળો રે અષાઢી મેઘ :
હૃદય કમળમાં રાસ રમે રે.





## સાસરે જતી વખતે.

[ પરણીને પહેલી વાર કન્યા સાસરે જાય છે. ભરત ભરેલી કાપડી પ્હેરવાને એ લાયક બની છે એટલે કે ઉમરમાં આવી છે છતાં બાપને વાત્સલ્યભાવે એ બાલક લાગે છે. માને અને ભાઇને પણ બ્હેન હજુ નાની લાગે છે એટલે સાસરે વર્ષ પછી જાય એમ એ સર્વ ઇચ્છતાં હતાં; પણ કન્યાની ભાભીનું નણદને સાસરે વળાવતાં પેટ ઠરે છે. લોકગીતોના સાહિત્યમાં આ બાલગીતની રમઝટ અનેરી જામે છે. ]

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.

બાપ કે' મારૂં બાલકડું,
ને મા કે' મારૂં પેટ જો.

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.

ભાઈ કે' મારી ઝબક બેનડી,
જઇ બેઠી પરદેશ જો.

રાતી તે નવરંગ ચૂંદડી રે,
રાતા રે કન્યાના દાંત :
હૃદય કમળમાં રાસ રમે રે.

રામ ને સીતા વાદ વદે રે,
લાવજો રે એક કાળું પાન :
હૃદય કમળમાં રાસ રમે રે.

કાળો કેસર હાથિયો રે,
કાળો રે અષાઢી મેઘ :
હૃદય કમળમાં રાસ રમે રે.



## સાસરે જતી વખતે.

[ પરણીને પહેલી વાર કન્યા સાસરે જાય છે. ભરત ભરેલી કાપડી પ્હેરવાને એ લાયક બની છે એટલે કે ઉમરમાં આવી છે છતાં બાપને વાત્સલ્યભાવે એ બાલક લાગે છે. માને અને ભાઈને પણ બ્હેન હજુ નાની લાગે છે એટલે સાસરે વર્ષ પછી જાય એમ એ સર્વ ઇચ્છતાં હતાં: પણ કન્યાની ભાભીનું નણંદને સાસરે વળાવતાં પેટ ઠરે છે. લોકગીતોના સાહિત્યમાં આ બાલગીતની રમઝટ અનેરી જામે છે. ]

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.

બાપ કે' મારૂં બાલકડું,
ને મા કે' મારૂં પેટ જો.

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.

ભાઈ કે' મારી બાળક બેનડી,
જઇ બેઠી પરદેશ જો.

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.

ભાભી કે' ભલે વળાવ્યાં,
ઠરિયાં મારાં પેટ જો.

ભરત ભરેલી મારી કાપડી,
ને ભરિયાં હીર ને ચીર જો.



# બીજોરાં લ્યો

[ ભાભી અને નણંદનું આ લોકગીત એ વખતના જમાનાનું ચિત્ર રજુ કરે છે. ભાભીને રંગનો બહુ શોખ હતો. નવા રંગથી રંગેલ છાયલ ઓઢી ભાભી મલપતી ચાલે પાણી ભરવા જાય છે. ભાભીને નવા રંગે અભિમાન આવ્યું છે એમ કહી અભિમાન ન રાખવા નાની નણંદ કાલે શોક્ય આવશે એવી ધમકી આપે છે ભાભી સહર્ષ એ ધમકીને હળવી કરી નાંખે છે અને શોક્ય આવશે તો ગોખમાં નિરાંતથી બેસવાનો સમય મળશે એમ કહી નણંદ સામે હસી પડે છે ]

મારા વાડામાં બીજોરી બીજોરાં લ્યો,
ફરતાં ઊઘડયાં ફૂલ રે બીજોરાં લ્યો.

એકજ ફૂલડું વેડિયું બીજોરાં લ્યો,
રંગની હાલી રેલ રે બીજોરાં લ્યો.

આછાં તે છાયલ બોળિયાં બીજોરાં લ્યો,
પડી પટોળાં ભાત રે બીજોરાં લ્યો.

છાયલ પે'રી પાણી સાંચર્યાં બીજોરાં લ્યો,
ગોંડલના ગઢ હેઠ રે બીજોરાં લ્યો.

નાની નણંદબાઇ સામા મળ્યાં બીજોરાં લ્યો.
કાલ આવશે શોક્ય રે બીજોરાં લ્યો.

શોક્ય આવે તો ભલું થશે બીજોરાં લ્યો,
આપણે બેસશું ગોખ રે બીજોરાં લ્યો.



# દરિયાના ડોલર !

[ તળાવની પાળપર પાણી ભરવા ગયેલી ગોરી બેડું ચડાવવા આસપાસ દૃષ્ટિ ફેંકે છે. પાણિયારીઓમાંથી કોઇ હાજર નથી. એક યુવાન તળાવને કાંઠે ઘોડા ખેલવે છે. સુંદરી સમીપ એ આવતાં ઘડો ચડાવવામાં સુંદરી એની સહાય માગે છે. યુવાનની દૃષ્ટિ ફરે છે. સુંદરી એને ફીટકાર આપે છે અને દરિયામાં જો ડોલર ઉગે ને મહાદેવજીને એ ડોલરના ફૂલ ચઢે એ સંભવિત હોય તો આ વાત સંભવિત બને. ]

સોના ઈંઢોણી રૂપા બેડલું રે લોલ,
પાણીડાં ગઇ'તી તળાવ રે :
દરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

કાંઠે તો કા'ન ઘોડાં ખેલવે રે લોલ,
કાન મને ઘડુલો ચઢાવ રે :
દરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

તારો ઘડો તો ગોરી તોછડો રે લોલ,
તું છો મારા ઘરડાની નાર રે :
દરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

ખમ્મા પરણ્યો મારો એક છે રે લોલ,
તું છો મારો માડી જાયો વીર રે :
દરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

કડ વાળીને ઘડો મેં ચઢયો રે લોલ,
તૂટી મારી કમખાની કસ રે :
હરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

ભાઈ રે દરજીડા વીરા વીનવું રે લોલ,
ટાંક મારા કમખાની કસ રે :
હરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

ટાંકયે તે ટાંક ઘમર ઘૂઘરી રે લોલ,
હેઠે તી લખ ઝીણા મોર રે :
હરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !

જાતાં રે ઝમકે ઘમર ઘૂઘરી રે લોલ,
વળતાં તે ટહૂકે ઝીણા મોર રે:
હરિયાનાં ડોલર ફૂલ ચઢે મહાદેવને રે લોલ !



# મારવાડની માછલી.

[ નણંદને તેડવા પતિ નણંદબાને સાસરે પરદેશ ગયો એ સ્ત્રીથી સહન ન થઇ શકયું એટલે પાછળ પોતે જળવિનાની માછલીની માફક તરફડે છે અને પતિનો વિયોગ સહન થતો નથી એવો ઢોંગ૦ ધતુરાથી ભર્યો કાગળ લખે છે. પરંતુ ખરી સ્થિતિ જૂદી હતી. પતિની ગેરહાજરીમાં રોટલી ઘીમાં ઝબોલી ઝબોળી એ ખાતી અને લહેર કરતી. માત્ર પતિ સત્વર આવે એ માટે ખોટી હકીકતથી ભરેલો એ કાગળ લખે છે અને એટલા માટે ગીતમાં એને મારવાડની માછલી તરીકે ઓળખાવવામાં આવી છે. ]

મારલા ભાઇ તી ગામ સધાવ્યાજી રે,
નાની વહુ તી ધાન ન ખાય;
ઝીલણ મારવાડની માછલી જી રે.

સૂકાઇ સૂકાઇને થઇ ગઇ છોડિયું,
બેઠી બાજોઠડે ન માય;
ઝીલણ મારવાડની માછલી જી રે.

કાંઠા તે ઘંઉની રોટલી જી રે,
ઘીમાં ઝબોળીને ખાય;
ઝીલણ મારવાડની માછલી જી રે.

નાની વહુ તે છાના કાગળ મોકલે રે,
વેગે આવો નણદલબાના વીર;
ઝીલણ મારવાડની માછલી જી રે.

હું તે કેમ આવું ગોરી એકલો જી રે,
મારી નાનેરી બેન પરદેશ;
ઝીલણ મારવાડની માછલી જી રે.



# નમેરો મેહુલો.

[ કાઠિયાવાડમાં ચોત્રીસો–સંવત ૧૯૩૪ ની સાલમાં–દુષ્કાળ પડ્યો એ વખતે લોકહૃદયમાંથી આ ગીતના શબ્દો સરી પડ્યા. ]

ઉંડો ગાજ્યો ને ઉંડો ગડગડ્યો,
ગાજીવીજીને ગયો બારે માસ :
નમેરો મેહુલો ના આવ્યો.

ગાયે રે મેલ્યાં ગાયનાં વાછરૂ,
સ્ત્રીએ મેલ્યાં નાનાં બાળ :
નમેરો મેહુલો ના આવ્યો.

સર્પે મેલ્યા સર્પના રાફડા,
મોરલીએ મેલી વનરાઇ :
નમેરો મેહુલો ના આવ્યો.





# મોસમ.

[ અષાઢી મેઘ ગાજતાં લોકગૃહિણી પોતાના પતિને મોસમ સંભાળી ખેતરમાં જુવાર ને બાજરો વાવવાની સૂચના કરે છે. મોસમનો પાક મોસમમાં જ વવાય એ આ ટૂંકા ગીતનું રહસ્ય છે. ]

ઉઠડા ઉઠડા અષાઢીના મેઘ જો,
પાદરિયાં ખેતર રે હરીનાં જળે ભર્યાં રે લોલ.

ગળક્યા મીઠા મોરલિયા મલ્લાર જો,
મેહુલિયો ઉઠયો ને મારાં મન હલ્યાં રે લોલ.

ખેડી વાવીશ જુવાર ને કંઇ બાજરો જો,
મોસમે વવરાવીશ લવંગ એલચી રે લોલ.





# ભોરિંગડો.

[ કાઠિયાવાડના લોકજીવનની પ્રેમદશાનું સૂચન કરતું આ ગીત લીંટીએ લીંટીએ સમજવા જેવું છે. સાંકડી શેરીમાં જતી સુંદરીને સામેથી ભોરિંગ સરીખો પ્રિયજન મળે છે. એ સુંદરી પોતાની સખીને એ ભોરિંગના દૃષ્ટી દંશથી થતી વેદનાં શાંત પાડવા વીંઝણો લઇ પવન નાખવાની આજ્ઞા કરે છે. અણિયાળી આંખડીના દંશ અને વસમા લાગ્યા છે. ]

લે ! લે ! વીંઝણો લેને ભોરિંગડો,

સાંકડી શેરીમાં સામો મળિયોઃ
ગુલાબી પાઘડીવાળો ભોરિંગડો—લે ! લે !

સાંકડી શેરીમાં સામો મળિયો
નીમાણી નજરૂંવાળો ભોરિંગડો—લે ! લે !

સાંકડી શેરીમાં સામો મળિયો
અણીયાળી આંખડીવાળો ભોરિંગડો—લે ! લે !

સાંકડી શેરીમાં સામો મળિયો
સોનાની છડીયુંવાળો ભોરિંગડો—લે ! લે !

સાંકડી શેરીમાં સામો મળિયો
અંતરની શીશિયુંવાળો ભોરિંગડો—હે ! હે !

સાંકડી શેરીમાં સામો મળિયો
મીઠાઈની છાબડી વાળો ભોરિંગડો.

હે ! હે ! વીંઝણો હેને ભોરિંગડો.



# કનૈયાની લૂંટ

[ રાધાને કૃષ્ણ મહીની મટુકી સહિત અટકાવે છે એ વખતે રાધાજી છૂટવાના પ્રયત્નો કરે છે તેની કલ્પના લોકજીવનમાં જે રીતે ઘડાઈ છે તેનું પ્રતિબિંબ આ ગીતમાં છે. ]

માવા મહીની મટુકી મારી મેલને,
હેમખેમ જાવા દે મારી હેલને રે—માવા.

દાણ લીધાની રીત નથી આવડી,
કા'ના વેગે ચરાવ તું ગાવડી રે—માવા.

કા'ના અમે મહિયારાં રાજા કંસનાં,
અમે દાણ ન દઈએ ગોરસનાં રે—માવા.

માવા શિદને રોકો છો મુને વાટમાં,
સાખી પડશે મહિયારી કેરી માટમાં રે—માવા.

રાજા કંસને ખબરું થાય છે,
માવો મહીડાં લૂંટી લૂંટી ખાય છે રે—માવા.

મારો આછો પાલવડો તાણ મા,
રાણી રાધિકાને એકલડી જાણમા રે—માવા.

# આડો મેલો કા'ન.

[ ધોડિયામાં ઝૂલતા બાળકને કા'નજી તરીકે સંબોધી લોકમાતા જુલકથી આ હાલરડું ગાય છે. ]

આઠમની અધરાતડી ને જનમ્યા કુંવર કા'ન,
સોના છરીએ નાળ મોળાવું, દૂધડિયે નવરાવું—

તમે આડો મેલો કા'ન,
પોઢો પારણે ભગવાન.

સાવ સોનાનું પારણું કા'ના હીરની છે દોર,
ચકલડી ભમરડી કા'ના પોપટડી ને મોર—

તમે આડો મેલો કા'ન,
પોઢો પારણે ભગવાન

સાવ સોનાનું પારણું ને રત્ન જડી દોર,
માતા જશોદા હિંચોળે તો ડગલે આવે જોર—

તમે આડો મેલો કા'ન
પોઢો પારણે ભગવાન.

કાં તો આપું ટાચકા ને ઘૂઘરાની જોડ,
જળનું જાંબુ ક્યાંથી આપું ઘેલા શ્રી રણછોડ–

તમે આડો મેલો કા'ન,
પોઢો પારણે ભગવાન.

અતલસનાં ઓસીકાં મોહન મશરૂની તળાઇ,
ગાલે તી ગાલ મસુરિયાં કા'ના પોઢો ગાઉં વધાઇ—

તમે આડો મેલો કા'ન
પોઢો પારણે ભગવાન.

ઘેર વાંદરડાં આવશે તો બીશો મારા શ્યામ,
આછી પટોળી ઓઢવા આપું, જગના જીવન પ્રાણ–

તમે આડો મેલો કા'ન
પોઢો પારણે ભગવાન.

ત્રાંબાકુંડી જળે ભરીને ચાંદલિયો દેખાડ;
ભલે મળ્યો મે'તા નરસીનો સ્વામી રોતાં રાખ્યાં બાળ–

તમે આડો મેલો કા'ન,
પોઢો પારણે ભગવાન.



# ચાકરી.

[ પતિ રાજદરબારમાં નોકરીએ જાય છે એ વખતે લોકગૃહિણી પતિ ચાકરીએ ન જાય એ માટે વિવિધ પ્રયત્નો કરે છે એનું શબ્દચિત્ર આ લોકગીત ખડું કરે છે. ]

**ઊભી ઊભી આથમણે દરબાર રે, કાગળિયા આવ્યા રાજના રે લોલ.**
**એ કાગળિયા ડેલીએ વંચાવો રે, કાગળિયા આવ્યા રાજના રે લોલ.**

બાળી બાળી અધમણી રૂની દીવેટ રે,
સવામણ તેલે પ્રગટી રે લોલ,

લખી લખી ચારે કોર સલામ રે,
વચમાં તે વેરણ ચાકરી રે લોલ.

એ ચાકરીએ જેઠજીને મેલો રે,
અલબેલો નહિ જાય ચાકરી રે લોલ,

જેઠ ઘરે જેઠાણી ઘમર ઘોડો રે,
અલબેલો નહિ જાય ચાકરી રે લોલ.

એ ચાકરીએ દિયરજીને મેલો રે,
અલબેલો નહિ જાય ચાકરી રે લોલ.

દિયર ઘરે દેરાણી નાનું બાળ રે,
મહેલુંમાં બીકું લાગશે રે લોલ.

ઊભી જઇ અટારી મોઝાર રે,
પિયુજી ક્યારે આવશો રે લોલ.

ગોખે ચઢી જો જો વાટ રે,
છઠે ને છ માસે ઘરે આવશું રે લોલ.

લીલી ઘોડી પાતળિયો અસ્વાર રે,
પાતળિયો ચાલ્યા ચાકરી રે લોલ.



# કા'નો દાણી.

[ કૃષ્ણ અને ગોપીનો સંવાદ રજુ કરતાં ગીતો લોકસાહિત્યના ભંડારમાં ઘણાં છે. એમાંનું આ ગીત અતિ લોકપ્રિય થયું છે. ]

બાઇ ! મારી અધલાખની ઇંઢાણી,
સવા લાખી બેડલું રે લોલ.

બાઇ ! હું તો સરવર પાણી ગઇ'તી,
રાધાજીને જોડલે રે લોલ.

કાંઠડે ઊભો કા'નો દાણી,
કા'ને નાંખી કાંકરી રે લોલ.

કા'ના ! મા કર કાંકરીનો ચાળો,
નંદવાશે બેડલું રે લોલ.

બાઈ ! તું કિયા ગામની પાણિયારી,
અસૂરાં પાણી સાંચર્યાં રે લોલ.

છોકરા ! તારે શી પડપૂછ ?
મહિયારી ગોકુળગામની રે લોલ.

ગોકુળ સરખું મારૂં ગામ,
મથુરાં મારૂં સાસરૂં રે લોલ.

ગોકુળ જોયું ચારે ખંડ કે,
એક ખંડ રહી ગયો રે લોલ.



# અમરાપુરના ચોકમાં.

[ પ્રેમલક્ષણા ભક્તિની સામગ્રીથી ભરપૂર આ રાસ લેતી ગ્રામ્ય સુંદરીઓ કૃષ્ણને સાક્ષાત જમાડતી હોય તેવા ભાવથી ઘેલી ઘેલી બને છે. ]

સાવ રે સીસમની મારી વેલડી રે લોલ,
નવલે સુથારે ઘડી પીંજણી રે લોલ.

મેં તો એકસો ને સાઠ સાંધા મેલિયા રે લોલ,
વળી કાચે સૂતરે બંધ બાંધિયા રે લોલ.

મેં તો ધોળા તે ધમણા વેલે જોડિયા રે લોલ,
મેં તો જઇને અમરાપુર છોડિયા રે લોલ.

અમરાપુરના ચોકમાં દીવા બળે રે લોલ,
મેં તો જાણ્યું કે જીવન અહીં વસે રે લોલ.

મારી ઘેલી સાસુ ને ઘેલાં સાસરાં રે લોલ,
ગાય વરાંસે દોહ્યાં વાછરાં રે લોલ.

અમે ચોખા કંકાવટી વીસર્યાં રે લોલ,
અમે ઇશ્વર પૂજવાને નીસર્યાં રે લોલ.

મેં તો દૂધ-સાકરનો શીરો કર્યો રે લોલ,
મેં તો તાંબાના તાસમાં ટાઢો કર્યો રે લોલ.

હું તો જમવા બેઠી ને જીવણ સાંભર્યા રે લોલ,
મને કંઠડે ન ઊતરે હરિ કોળિયો રે લોલ.

હું તો હસણાં તેડાવું દીનાનાથને રે લોલ,
હું તો કોળિયો ભરાવું જમણા હાથથી રે લોલ.



# અમરાપુરના ચોકમાં.

[ પ્રેમલક્ષણા ભક્તિની સામગ્રીથી ભરપૂર આ રાસ લેતી ગ્રામ્ય સુંદરીઓ કૃષ્ણને સાક્ષાત જમાડતી હોય તેવા ભાવથી ઘેલી ઘેલી બને છે. ]

સાવ રે સીસમની મારી વેલડી રે લોલ,
નવલે સુથારે ઘડી પીંજણી રે લોલ.

મેં તો એકસો ને સાઠ સાંધા મેલિયા રે લોલ,
વળી કાચે સૂતરે બંધ બાંધિયા રે લોલ.

મેં તો ધોળા તે ધમણા વેલે જોડિયા રે લોલ,
મેં તો જઇને અમરાપુર છોડિયા રે લોલ.

અમરાપુરના ચોકમાં દીવા બળે રે લોલ,
મેં તો જાણ્યું કે જીવન અહીં વસે રે લોલ.

મારી ઘેલી સાસુ ને ઘેલાં સાસરાં રે લોલ,
ગાય વરાંસે દોહ્યાં વાછરાં રે લોલ.

અમે ચોખા કંકાવટી વીસર્યાં રે લોલ,
અમે ઇશ્વર પૂજવાને નીસર્યાં રે લોલ.

મેં તો દૂધ-સાકરનો શીરો કર્યો રે લોલ,
મેં તો તાંબાના તાસમાં ટાઢો કર્યો રે લોલ.

હું તો જમવા બેઠી ને જીવણ સાંભર્યા રે લોલ,
મને કંઠડે ન ઊતરે હરિ કોળિયો રે લોલ.

હું તો હસણાં તેડાવું દીનાનાથને રે લોલ,
હું તો કોળિયો ભરાવું જમણા હાથથી રે લોલ.



# સદ્‌ગુરુના મહિના.

[ બારમાસીનાં લોકગીતનું સાહિત્ય વિશાળ છે. એ સાહિત્ય-સાગરમાંના અણમૂલા રત્ન સમું આ લોકગીત ઠામઠામ આસોના અજવાળિયામાં લોકસુંદરીઓ જમાવે છે. ]

શરદની રજની રે અજવાળી,
રમવાને ચંદ્ર સખી રે આવી,
સુરત સુરત બેઉ શણગારી રે—
ગરબે સદ્‌ગુરુને રમીએ,
જૂઠડે મારગ નવ ભમીએ રે—
ગરબે સદ્‌ગુરુને રમીએ.

કારતકે કરમ ગયાં રે નાસી, હું તો થઇ સદ્‌ગુરુની દાસી,
શીદ ભણવાને જાઉં કાશી રે—ગરબે૦

માગસરે મન મારૂં રે મળિયું, દુઃખ મારા ભાગ્યતણું રે ટળિયું,
જેમ લૂણ પાણી શું મળિયું રે—ગરબે૦

પોષે ને પાસે છે સ્વામી, ઘટડામાં અલગ પુરુષ પામી,
સદા ય રહું છું શીશ નામી. રે—ગરબે૦

માહાએ મહા પદવી રે લાધી, સુરતા સાહેબ શું રે બાંધી,
સે મારા મન તણી ભાગી રે—ગરબે૦

ફાગણે ભમરીઓ રે ભૂલી, રસિયાં નિત રમીએ રે હોળી,
જઇ સત—સાગરમાં બોળી રે—ગરબે૦

ચૈતરે સુરત ચડી રે ઊંચી, લાધી મને પ્રેમ તણી કુંચી,
ભક્તિ પ્રેમ તણી ખુંચી રે—ગરબે૦

વૈશાખે વિશ્વ તણો ભરથાર, સાહેબ સતજુગનો કરનાર,
લાગી મને અંતરગઢ સુરતા રે—ગરબે૦

જેઠે જુક્તિ છે રે સાચી, ભક્તિ પ્રેમ તણી રે સાચી,
આનંદ દેજો રંગ રાચી રે—ગરબે૦

આષાઢે આકાશ ઘુમ લાગી, રાતડી દીસે અંધારી,
જેમ વીજ ગગનમાં ગાજી રે—ગરબે૦

શ્રાવણે સુરત ચડી રે ઊંચી, લાધી મને પ્રેમ તણી કુંચી,
સદાય રહું છું રંગ રૂપી રે—ગરબે૦

ભ્રમવતી ભાદરવો રે ભાળી, રજની રે દીસે અજવાળી,
ભે મારા મન તણી ભાગી રે—ગરબે૦

આસોની રજની રે અજવાળી, રમવા સર્વ સખી રે ચાલી,
સુરત મુરત બેઉ શણગારી રે—ગરબે૦



## સદ્‌ગુરુના મહિના.

[ બારમાસીનાં લોકગીતનું સાહિત્ય વિશાળ છે. એ સાહિત્ય-સાગરમાંના અણમૂલા રત્ન સમું આ લોકગીત ઠામઠામ આસોના અજવાળિયામાં લોકસુંદરીઓ જમાવે છે. ]

શરદની રજની રે અજવાળી,
રમવાને ચંદ્ર સખી રે આલી,
સુરત સુરત બેઉ શણગારી રે—
ગરબે સદ્‌ગુરુને રમીએ,

જૂઠડે મારગ નવ ભમીએ રે—
ગરબે સદ્‌ગુરુને રમીએ.

કારતકે કરમ ગયાં રે નાસી, હું તો થઇ સદ્‌ગુરુની દાસી,
શીદ ભણવાને જાઉં કાશી રે—ગરબે૦

માગસરે મન મારૂં રે મળિયું, દુઃખ મારા ભાગ્યતણું રે ટળિયું,
જેમ લૂણ પાણી શું મળિયું રે—ગરબે૦

પોષે ને પાસે છે સ્વામી, ઘટડામાં અલગ પુરુષ પામી,
સદા ય રહું છું શીશ નામી રે—ગરબે૦

મહાએ મહા પદવી રે લાધી, સુરતા સાહેબ શું રે બાંધી,
સે મારા મન તણી ભાગી રે—ગરબે૦

# બીલેશરનો સુબો.

[ જસા નામના રબારી સાથે કોઇ અનિવાર્ય કારણને લઇ બીલખાના રાજા નાજાવાળાને કુસંપ થયેલ. પરિણામે નાજાવાળાની બંદુકથી જસો ઠાર થયેલ. જસાના મૃત્યુથી સર્વત્ર હાહાકાર થયો. જસો શૂરવીર હોવાથી પ્રજામાં માનીતો હતો. આ લોકગીત એની લોકપ્રીતિના નમૂના સરીખું છે. ]

બીલખા શે'રથી રે સુબા આવીયા,
આવી ઊતર્યા [1]જેતાણાને ચોક રે—
[2]બીલેશરના સુબા,
ચઢતી કળા રે નાજલ જામની. (૧)

બબ્બે બંદુકે જહાને મારિયો,
ચિતડાની પૂરી થઈ છે હામ રે—
બીલેશરના સુબા,
ચઢતી કળા રે નાજલ જામની. (૨)

[3]દલ્લી સુધી રે ડંકા વાગિયા,
દુનિયામાં ફુટી ગઇ ફોર્યું રે—
બીલેશરના સુબા,
ચઢતી કળા રે નાજલ જામની. (૩)

---

૧ જેતપુર. ૨ બીલખા. ૩ દિલ્લી.

# વીરાને સંદેશ.

[ સાસરવાસને ઝરૂખે ઊભી ઊભી ઊડતા પંખી સાથે વીરાને સંદેશો મોકલતી લોકકન્યાની મનોદશા આ ગીતમાં તરી આવે છે. ]

માડી ઊંચે ટીંબે મારૂં સાસરૂં,
માડી નીચે ટીંબે સાસર વેલ;
વીરાને કે'જો રે વેલ્યું જોતરે.

માડી સાડલો ફાટયો રે મારો ઘુંઘટે;
માડી ગલ બંધણીનાં જાય તેજ:
વીરાને કે'જો રે વેલ્યું જોતરે.

માડી કમખો ફાટયો રે મારો કોણીએ,
માડી કિનખાબનાં જાયે તેજ,
વીરાને કે'જો રે વેલ્યું જોતરે.

માડી ચણિયો ફાટયો રે મારો ગોઠણે,
માડી સાળુનાં જાય છે તેજ:
વીરાને: કે'જો રે વેલ્યું જોતરે.

માતા મહિયર વિના હું ઝૂરી મરૂં,
ઊડતાં પંખી સંદેશો લઇ જાવ:
વીરાને કે'જો રે વેલ્યું જોતરે.



# કેર કાંટો !

[ સો વર્ષ પહેલાંનું આ લોકગીત ભવિષ્યવાણી જેવું નીવડયું છે. પોતાને કેરડાનો કાંટો લાગ્યો છે એ કાઢી નાંખવા પોતાના રાજને (પતિને) એક સ્ત્રી વીનવે છે. રસોડું, ઘંટી, ખાંડણિયું, ગાય એ સર્વ એને કાંટારૂપ લાગે છે; તે જ પ્રમાણે સસરો, સાસુ, નણંદ અને પાડોશણ પણ એને કેરડાના કાંટા જેવાં જ લાગે છે; એટલે એ સર્વ કાંટા કાઢી નાંખવાનો એનો આગ્રહ આ ગીતમાં સ્પષ્ટ દેખાય છે. સો વર્ષ પહેલાંની એ કાંટા કાઢી નાંખવાની માગણી ખરી પડી હોય એવો જમાનો આવતો જાય છે. રસોડા સિવાય લગભગ સર્વ કાંટા આજે નીકળી ગયા છે. રસોડું પણ નીકળી જાય તો નવાઇ નહિ ! ! ! ]

હાં કે રાજ !
વાવડીનાં પાણી ભરવા ગ્યાં'તાં,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ધોરાજીના ઢોલિયા મંગાવો,
મહીં પાથરણાં પથરાવો,
આડા પડદલા બંધાવો,
મને કેર કાંટો વાગ્યો.

રાણિયું રૂએ રે રંગમહેલમાં,
દાસિયું કાંઈ રૂએ છે દરબાર રે—
બીલેશરના સુબા,
ચઢતી કળા રે નાજલ જામની. (૪)

બબ્બે બંદુકું જહો બાંધતો,
ત્રીજીની કાંઈ રહી ગઈ હામું રે—
બીલેશરના સુબા,
ચઢતી કળા રે નાજલ જામની. (૫)



હાં કે રાજ !

સસરાજીને ચોવટ કરવા મેલો,
મને ઘુંઘટડા કઢાવે,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

સાસુડીને તીરથ કરવા મેલો,
એનાં છોરૂડાંને સોતી,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

નણદડીને સાસરીએ વળાવો,
એના બાંધ્યા બચકા સોતી,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !

ફળિયામાંથી પાડોશણને કાઢો,
એના રેંટિયાને સોતી,
મને કેર કાંટો વાગ્યો.



હાં કે રાજ!

વડોદરાના વૈદડા તેડાવો,
મારા કાંટડિયા કઢાવો,
મને પાટડિયા બંધાવો,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!

ઓસરીએથી રાંધણિયાને કાઢો,
મારી ધૂમાડે આંખ્યું દુઃખે,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!

ઘરમાંથી ઘંટિયુંને કાઢો,
મારાં ઘૈડકે માથાં દુઃખે,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!

ઓસરીએથી ખાંડણિયાને કાઢો,
મારા ધબકે ખંભા દુઃખે,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!

આંગણીએથી ગાવડલીને કાઢો,
એનાં વલોણાંને સોતી,
મને કેર કાંટો વાગ્યો.

દ્રાક્ષ મીઠી રે પાંદડે,
એવા મીઠા મારા વીરાજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

કોકચ્ચ કડવી રે પાંદડે,
એવા કડવા મારા જેઠજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

કેરી મીઠી રે પાંદડે,
એવા મીઠા મારા ભાભલડીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

મરચી તીખી રે પાંદડે,
એવા તીખા મારા નણદલીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.





# પાંદડે !

[ લોકગીતોના સાહિત્યમાં શિક્ષણની દૃષ્ટિએ કેટલાંક ગીતો મળી આવે છે. રંગની ઓળખાણ નાની નાની બાલિકાઓને શી રીતે થાય, એ દૃષ્ટિએ એક ગીત આ સંગ્રહમાં છે. આ ગીત વનસ્પતિની ઓળખાણ કન્યકાઓને આપે છે. તેની સાથે સાથે સમાજમાં સાસરિયા અને પીયરિયા માટે એ વખતે કેવા વિચાર હશે એ પણ આવાં ગીતોમાંથી મળી આવે છે. ]

દ્રાક્ષ મીઠી રે પાંદડે,
એવા મીઠા મારા દાદાજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

કાંકચ કડવી રે પાંદડે,
એવા કડવા મારા સસરાજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

શેરડી મીઠી રે પાંદડે,
એવા મીઠા મારા માતાજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

લીંબી કડવી રે પાંદડે,
એવા કડવા મારા સાસુજીના બોલ રે;
નાવલિયો મારો નેહે ભર્યો રે.

આવી નણુદી બેઠાં ઉંબર બાર,
દાદો પૂછે રે બેની શું થીયાં ?

દાદા મોરા લગનિયાં મા લખ,
હું નહિ પરણુ રે વર કાચબો.

ઘેલી ઘે'ડી ઘેલડિયાં શું બોલ,
ફઈને હુલાવેલ વર કાચબો.

માતા મોરી લગનિયાં મા લખ,
હું નહિ પરણુ રે વર કાચબો.

ઘેલી ઘે'ડી ઘેલડિયાં શું બોલ,
ફઈનો હુલાવેલ વર કાચબો.

વીરા મોરા લગનિયાં મા લખ,
હું નહિ પરણુ રે વર કાચબો.

ઘેલી બે'ની કેમ બોલ્યાં વેણુ,
કઈ રે વેરણે તમને ભોળવ્યાં.

કાચબાનું રૂપ અપાર,
ચૌદ ચોકડીનો વર રાજીયો.

આવતી આવંતી કાચબની જાન,
ઝાંપે આવ્યાં ને જાણુ થઈ ગયાં.

વારી વારી વેલડિયું અપાર,
રથરે હાંકીને રાણો ચાલીઓ.

સહિયર આવી બેનડીની પાસ,
હાથથી રતન ખોયું બેનડી.

જઇને ઝાલી ઘોડાની લગામ,
પાછા વળો રે પરણ્યા એકલા.

તું તો મારી માની જણી બે'ન,
હું નહિ પરણું રે વર કાચબો.

જાય મારા રાઠોડુંની લાજ,
હું નહિ પરણું રે રાણી તુજને.

મોટી ભોજાઇ મરે તારો વીર,
નાની ભોજાઇ રે ભવોભવ વાંઝણી.

ધરતી માતા દે'જે મને માગ,
ધરતી ફાટી ને ઘે'ડી પરવરી.



# મોરલા માટે !

[ નણંદ–ભોજાઇ પાણી ભરે છે. એક મોરલો ભોજાઇ સાથે હળી ગયેલો હોવાથી ગેલ કરે છે. નણંદ સામે હસીને ભાભી કહે છે કે ' તમારા વીરા કરતાં આ મોરલો રૂપાળો છે. ' નણંદને આ વાત ખૂંચે છે, ભાઇ પાસે જઇ મીઠુંમરચું ભભરાવી એને ચઢાવે છે. મોરલાએ પોતાની જગ્યાએ પત્નીના હૃદયસિંહાસને સ્થાન મેળવ્યું છે એ વિચારે અદેખો રજપુત વનમાં જઇ મોરને તીરથી વીંધી નાખે છે. રજપુતાણીને મોરના મૃત્યુની ખબર પડતાં અન્નત્યાગ કરે છે. રજપુત આ જોઇ પસ્તાય છે. બહુબહુ સમજાવ્યા છતાં મોરલાને માટે રજપુતાણી મૃત્યુને નોતરે છે. ]

નણંદ ભોજાઇ પાણીડાંની હારૂં રાજ,
પાણીડાંની હારૂં રાજ;
ભોજાઇ ભરે ને મોર ઢાળીઢાળી નાંખે.

જુઓ નણદી મોરલિયાનાં રૂપ રાજ,
મોરલિયાનાં રૂપ રાજ;
તમારા વીરાથી મોર રળિયાસણો.

ત્યાંથી નણદી વીરા પાસે ચાલી રાજ,
વીરા પાસે ચાલી રાજ;
તમથી વખાણ્યો વનનો મોરલો.

વીરા મોરા તાણી બાંધો તીર રાજ,
તાણી બાંધો તીર રાજ;
જઈને મારો રે વનનો મોરલો.

વીરે બાંધ્યાં તાણીને તીર રાજ,
તાણીને તીર રાજ;
ભાથાં બાંધીને વનમાં ચાલિયા.

ઊડો મોરલા ઘાટે ઝાડવે જાજો રાજ,
ઝાઝે ઝાડવે જાજો રાજ;
તમારાં મોતડિયાં આવ્યાં ઢૂંકડાં.

જઈને રજપુતિયે મોરલિયાને માર્યો રાજ,
મોરલિયાને માર્યો રાજ;
મોરને મારીને ઘેર આવિયા.

ઊઠોને રાજાની રાણી ઝાંપલા ઊઘાડો રાજ,
ઝાંપલા ઊઘાડો રાજ;
નથી રે માર્યો રે વનનો મોરલો.

ઘેલા રજપુતિયા રાણા ઘેલડિયાં શું બોલો રાજ,
ઘેલડિયાં શું બોલો રાજ;
મોરને કારણે મોત આવિયાં

કયો'તો રાજાની રાણી ઓરડિયા ચણાવું રાજ,
ઓરડિયા ચણાવું રાજ;
ભીંતે લખાવું વનનો મોરલો.

ઈ રે મોરલિયો રાજા બોલે નકર ચાલે રાજ,
બોલે નકર ચાલે રાજ;
મોરને કારણે મોત આવિયાં.

કચો'તો રાજાની રાણી કાંબિયું ઘડાવું રાજ,
કાંબિયું ઘડાવું રાજ;
ઝીણા સૂરે રે મોરને બોલાવું.

ઘેલા રજપુતિયા રાણા ઘેલડિયાં શું બોલો રાજ,
ઘેલડિયાં શું બોલો રાજ;
વિખ ઘોળીને પ્રાણ કાઢશું.

રાણીએ તાણી સાળુડાની સોડ રાજ,
સાળુડાની સોડ રાજ;
અમલ કેફે રે રાણી ઊચર્યાં.

સોનલા વરણી બળે બા'ની ચે'યું રાજ,
બળે બા'ની ચે'યું રાજ;
રૂપલા વરણા રે ચે'ના ધૂમાડા.



# હાલરડું.

[ હાલરડાના લોકસાહિત્યમાં રાસની રમઝટે ચઢે તેવું આ હાલરડું સૂરમાં તેમજ તાલમાં અને શબ્દાવલિમાં ચઢી જાય તેવું છે. ]

સૂઈ જા મારા વીર,
ભરી આવું નીર,
પછી તારી દોરડી તાણું,
બાળકને હાલરડું વા'લું રે.

ગોકળ આઠમની રાતડી ને જનમ થયો મધરાત
આંગણે વસુદેવ ઊભા રહ્યા કુંવર કાનુડાના તાત—
બાળકને હાલરડું વા'લું રે.

જળ રે જમનાનાં નીર ભરી આવું ને ઊને નીર નવડાવું,
રૂડે રૂમાલે લુછ કરીને પછી ઉદરમાં લઈ ધવડાવું—
બાળકને હાલરડું વા'લું રે.

હાથે પગે તારે ઘુઘરા ને ડોકે ફૂલડીયાંની માળા
એક હિંચોળો નાંખો માતાજી આ કાનજી છે રઢિયાળા—
બાળકને હાલરડું વા'લું રે.

સાવ રે સોનાની તારી ઝૂલડી ને રૂપલાની છે ટોપી,
મોટો નંખાવું તારો માંડવો ને તુને પરણાવું ગોકુળની ગોપી—
બાળકને હાલરડું વા'લું રે.

સૂઇ જા મારા વીર
ભરી આવું નીર
પછી તારી દોરડી તાણું.
બાળકને હાલરડું વા'લું રે.





# સોનાના મોર.

[ લોકમાતા પોતાના બાળકને કૃષ્ણ સાથે સરખાવી એને ઘોડીએ સોનાના મોર બેસાડે છે, એના કાજળમાં કસ્તુરીની સુગંધ સમાવે છે, એના મસ્તકે મોતીડાના મુકુટ ધરાવે છે. ]

બાબાને પારણે સોનાના મોર,
સોનાના મોર ઝૂલે નંદના કિશોરઃ
બાબાને પારણે સોનાના મોર.

કોઈ કે' બાબાને કાજળ ઓર,
કોઈ કે' આવે છે રૂડી કસ્તુરીની ફોરઃ
બાબાને પારણે સોનાના મોર.

કોઈ કે' બાબાને મસ્તક મોર,
ફરતી ઝબુકે રૂડી મોતીડાની કોરઃ
બાબાને પારણે સોનાના મોર.

કોઈ કે' પારણીએ રેશમની દોર,
કોઈ કે' બાબો છે માખણ ચોરઃ
બાબાને પારણે સોનાના મોર.



# અબોલડા.

[ અબોલડા લઇ બેઠેલા પતિને નવોઢા સ્ત્રી મનાવતી હોય તેવી ભાવભીની વાણીમાં આ ગીતના ચરણે ચરણે રસની જમાવટ થાય છે. ]

સાચું બોલોને મારા શ્યામ, અબોલડા શાને લીધા રે ?
હૈડામાં રહી જાશે હામ, અબોલડા શાને લીધા રે ?

ઊતારા દેશું ઓરડા રે, દેશું મેડી કેરા મોલ,
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
સાસુડી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

દાતણ દેશું દાડમી રે, દેશું કણેરાની કામ્બ;
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
દેરાણી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

નાવણ દેશું કુંડીયાં રે, દેશું જમનાના નીર,
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
જેઠાણી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

ભોજન દેશું લાપશી રે, દેશું કઢિયેલાં દૂધ,
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
સામીજી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

મુખવાસ દેશું એલચી રે, દેશું પાન પચાસ,
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
કાકીજી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

પોઢણ દેશું ઢોલિયા રે, દેશું હિંડોળા ખાટ,
ઘેરે જાશું તો નણદલ ખીજાશે,
ફઇજી દેશે ગાળ, અબોલડા શાને લીધા રે ?

સાચું બોલો ને મારા શ્યામ, અબોલડા શાને લીધા રે ?
હૈડામાં રહી જાશે હામ, અબોલડા શાને લીધા રે ?



# કોણ સરસ ?

[ રાસે રમતી સુંદરીઓ બે પક્ષમાં વહેંચાઇ જાય છે—એક પક્ષ ગણેશનો, અને એક પક્ષ હનુમાનનો. બન્ને યોદ્ધામાં કોણ ચઢે એની મીમાંસા શબ્દો દ્વારા બન્ને પક્ષ કરે છે, અને છેવટે એક સુંદરીને રામ કલ્પી એનો અભિપ્રાય માગવામાં આવે છે. કોઇ યોદ્ધાને દુઃખ ન લાગે એ માટે બન્ને પક્ષને સંતોષવા રામ કાન આડા હાથ ધરે છે અને રાસ પૂરો થતાં હસતી હસતી સુંદરીઓ એક-બીજાની સરસાઇ સ્થાપવા પ્રયત્ન કરે છે. ]

નમું ગણેશ દેવ નમું બળવંતા,
બે રે જોદ્ધામાં કોણ બળવંતા ?

ગણેશ કહે મારે સુધબુધ નારી,
હનુમાન કહે હું તો બાળબ્રહ્મચારી,
નમું ગણેશ દેવ નમું બળવંતા.

ગણેશ કહે મારે લખ લાભ બેટા,
હનુમાન કહે મારે વજરકછોટા,
નમું ગણેશ દેવ નમું બળવંતા.

ગણેશ કહે મારે સીંદોરના સોટા,
હનુમાન કહે મારે જનોઇના જોટા.
નમું ગણેશ દેવ નમું બળવંતા.

ગણેશ કહે મારે સેવીયા છે લાડુ,
હનુમાન કહે મારે તેલના છે ખાડુ
નમું ગણેશ દેવ નમું બળવંતા.

રામચંદ્ર કહે હું કંઈએ ન જાણું,
બેય જોદ્ધામાં કેને દુઃખ આણું.
નમું ગણેશ દેવ નમું બળવંતા.



# તાળી !

[ પ્રભુ સાથે તાળી લાગતાં જીવ કેટલો તલ્લીન બની સ્થૂળ વસ્તુને ભૂલી જાયછે એનો અચ્છો ખ્યાલ આ પ્રેમભક્તિથી ભરપૂર ગીતમાંથી મળી આવે છે. ]

તમશું લાગી તાળી મારે તમશું લાગી તાળી,
વા'લા મોહનલાલ તમશું લાગી તાળી;
ઘેલા ગિરધારી લાલ તમશું લાગી તાળી:
તમશું લાગી તાળી મારે તમશું લાગી તાળી.

આંગણે આવ્યા નંદકુંવર વધાવવાને ચાલી,
ચણિયો તો માથે ઓઢ્યો અવળી પહેરી સાડી-તમશું

આંગણે આવ્યા નંદકુવર વધાવવાને ચાલી,
કંકાવટી ભૂલી ગઇ ને પ્રેમે લીધી પાલી-તમશું

નંદકુંવર જમવા બેઠા પીરસવાને ચાલી,
ખીચડીમાં ખાંડ ભેળી દેવને જુવારી-તમશું



# સંદેશો.

[ રાધિકા અને ગોપીઓ ઓધવજી સાથે સંદેશા કહેવડાવે છે કે ' ગોકુલનો ચંપો રાધાજીનું આંગણિયું છોડી હવે રૂક્મિણીને આંગણિયે મહેકે છે. ફરીથી એ ગોકુલમાં ક્યારે મહેકશે ? ' ]

એક ચાંપો ને મરવો ડોલરિયો,
વાવ્યો વાવ્યો રે રખમાઇને આંગણિયે—એક

એનાં ફૂલ ઉઘડયાં રે દસ પાંખડીએ,
વા'લે પાયો રે દસ વીસ ત્રાંભડીએ—એક

વા'લે સહુને મેલ્યાં વીસારી,
રાણી રાધાજીને મેલ્યાં રીસાવી—એક

જાઓ જાઓ રે જૂઠડા નહિ બોલું,
કાળા કરસનજી સાથે નહિ બોલું:

મીઠા માવજી સાથે નહિ બોલું—એક



# લાલ વણઝારા જી રે !

[ વણઝારો પોઠ લઇ મધરાતે પરદેશ જવા નીકળે છે, એની સ્ત્રી ' શુકન સારાં નથી ' એમ કહી એને બહુ સમજાવે છે છતાં એ માનતો નથી અને મધરાત લઇને પોઠ સહિત ચાલી નીકળે છે.]

લાલ વણઝારા જી રે !
છેલ વણઝારા જી રે !
લઈને ચાલ્યા મધરાત.

ખેતર હોય તો ખેડીએં વણઝારા જી રે,
ડુંગર ખેડ્યા નવ જાય—લાલ

પોપટ હોય તો પાળીએં વણઝારા જી રે,
જોબન પાળ્યાં નવ જાય—લાલ

લેખણ હોય તો લખીએં વણઝારા જી રે,
કરમ લખ્યાં નવ જાય—લાલ

કૂવા રે હોય તો તાગીએં વણઝારા જી રે
સમદર તાગ્યા કેમ જાય—લાલ

તરુવર હોય તો ટેવીએં વણઝારા જી રે
તારા ટેવ્યા કેમ જાય—લાલ

# ઘેલું શું બોલે ગોવાળિયા રે!

[ નંદજીનો છોકરો જાણે પોતાના રસ્તા વચ્ચે ઊભો હોય અને પોતે એના પર રોષ ઠાલવતી હોય તેવી છટાથી આ રાસ ગ્રામ્ય બાળાઓ અજબ રીતે જમાવે છે. ]

છેટો છેટો રે નંદજીના છોકરા રે,
મારાં આંગણિયાં અભડાય રે–
ઘેલું શું બોલે ગોવાળિયા રે!

એલા કા'ના તું આજે ઘેલો થયો જો,
તું શાનાં માગે છે દાણ જો ?
ઘેલું શું બોલે ગોવાળિયા રે!

એલા મહીની મટુકી મારી ફૂટશે જો,
એલા ગોરસની થાશે હાણુ જો–
ઘેલું શું બોલે ગોવાળિયા રે!

એલા જાણીશ મા મને બાપડી રે,
કોઇ મળશે માથા કેરી નાર જો–
ઘેલું શું બોલે ગોવાળિયા રે!

એલા હાથની તે હોંસ રખે રાખતો જો,
હાથે ચારી જાણે છે ગાય જો–
ઘેલું શું બોલે ગોવાળિયા રે!




ચિત્રકાર: ] આજ કેમ આવ્યાં ભાત રે ભાભલડી. [ રા. ત્રિવેદી.

# દેર અને ભાભી.

[ દેર અને ભાભી વચ્ચે મા દીકરા જેવી પ્રીતિ હતી, અષાઢ મહિનો ચાલતો હતો. આજે આકાશ સ્વચ્છ હોવાથી હળ લઇને દેર ખેતરે ગયો. હેતાળ ભાભી ભાત લઇને દેરની પાછળ ત્યાં આવી. આગલે દિવસે વરસાદ વરસી ગયેલ હોવાથી તેને બીજે દિવસે ખેતરે આવવું એ એક પ્રકારનું જોખમ હતું. આવું જોખમ ખેડી ભાત લઇ જાતે આવવા માટે દેર ભાભીને ઠપકો આપે છે. ભાભી જવાબમાં દેરને કહે છે કે 'આવી ૠતુમાં હળ હાંકવાની શી ઉતાવળ હતી?' આ રકઝકમાં વાદળાં ચડે છે. અને ઓચિંતો વરસાદ તૂટી પડે છે. નદીમાં પૂર આવે છે અને હેતાળ દેર-ભોજાઇનું જોડું તણાય છે. ]

નહિ રે વાદલડી નહિ રે વીજલડી,
આવ્યો અષાઢીલો મેઘ રે માંડણિયા !

વાયા વાહોલિયા ને વરસ્યા મેહુલિયા,
આજ શું આવ્યાં ભાત રે ભાભલડી !

તેતર વરણી આભલી ભાભડલી,
આજ કેમ આવ્યાં ભાત રે ભાભડલી.

વારે વાયો તો સુરિયો દેવરિયા,
આજ કેમ હળ પૂરિયો માંડણિયા !

ચોયે રે હશોથી ચમકયો માંડણિયા !
આવ્યો ઘટાઘોર મેઘ રે માંડણિયા !

નદીએ ભરાણાં નીર રે દેવરિયા,
બેય તણાણાં જાય રે માંડણિયા !

વીજલડી મારી વેરણ તું થઈ
છઠ્ઠીના લખિયા લેખ રે માંડણિયા !



# નહિ બોલું.

[ લોકગીતોના ઢાળ અનોખા અને અદ્વિતીય છે. ઠેકડા મારતો હોય તેવી મસ્તીભર્યો આ ગીતનો ઢાળ અજબ રસ જમાવે છે. અલબેલી યુવતીઓ એકધારા નૃત્ય સાથે આ રાસ જમાવે છે ત્યારે 'નહિ બોલું" એ શબ્દોની રમઝટથી વાતાવરણ રંગાઇ જાય છે. ]

જાવ જાવ રે જાદવ નહિ બોલું,
જશોદાના જાયા નહિ બોલું.

અક્રૂરના ભત્રીજા નહિ બોલું,
બલભદ્રના બેલી નહિ બોલું.

મામા કંસના ભાણેજ નહિ બોલું,
વીજળીના વીરા નહિ બોલું.

ગાયુંના ગોવાળ નહિ બોલું,
ગોકુળના ગોપાળ નહિ બોલું.

જાવ જાવ રે જાદવ નહિ બોલું,
જશોદાના જાયા નહિ બોલું.



# શરદની રજની.

[ રાસલીલાના રાસ ઘણાય લખાયા છે પણ વ્યોમ મંડપમાં ચાંદનીને ચમકારે શરદની રજનીનો આ રાસ જામે છે ત્યારે સાંભળનાર રસિયાંઓ રસને હેલે ચડે છે ]

શરદની રજની અજવાળી,
કે રાસ રમે છે ગિરધારી.

રંગીલા રંગ લાગ્યો ભારી,
વા'લા તારી છબી ઉપર વારી;
મોહનવર મોરલી ધૂન પ્યારી,
શબ્દ સુણી મોહી વ્રજનારી.

સુણીને મોહ્યા સુરમુનિ નરનારી,
સુણીને છૂટી શંકરની તાળી;
સુણીને મોહ્યા બ્રહ્મા બ્રહ્મચારી,
કે વેદની ધૂન ક્યાં વીસારી ?

સુત પતિ મેલ્યાં વીસારી,
કે જઇને નિરખ્યા ગિરધારી;
સુણીને ચાલી સહુ સરખી ગોપી,
કે પુરની મરજાદા લોપી.

હરિએ હસીને બોલાવ્યાં,
કો'ને કેમ આ વેળા આવ્યાં ?
વા'લા તમારી વાંસલડી વાગી,
સૂતી'તી હું નિંદરામાં જાગી.

એવું રે તમે શું કીધું કામણ,
પતિને મેલ્યા છે ઠામણ ?
તમારો પતિવ્રતાધર્મ ભાંગ્યો,
કે લોકમાં લાંછન બહુ લાગ્યો.

હવે તમે ઘેર જાઓ વ્રજબાલા,
કઠણ થઈ બોલ્યા નંદલાલા;
વા'લા એવું વાંકું શું બોલો,
કે વનમાં તેડી તરછોડો !

હવે રે અમે નહિ જાઇએ રસિયા,
અમારા હૃદિયામાં વસિયા;
કરુણાની દૃષ્ટિ કરી જુઓ,
અમારાં દિલનાં દુઃખ ખુઓ.

તયેં વા'લે મહેર કરી મનમાં,
કે રાસ રમાડયાં એક ક્ષણમાં;
વાગે છે તાલ મૃદંગ તાળી,
રમે છે સખી વાંકી કેડ વાળી

રમે છે ગોવિંદ ને ગોપી,
રહ્યાં છે મોર મુકુટ ઓપી;
થંભ્યાં છે શ્રી જમનાનાં નીર,
વાછરડાં ના પીએ ક્ષીર.

શરદની રજની અજવાળી
કે રાસ રમે છે ગિરધારી.



# મોઢું સંભાળી બોલજો !

[ ખેતરથી ઘેર આવતાં રસ્તામાં ઓચિંતુ નદીમાં પૂર આવ્યું. આખી સીમ છલી ગઇ. એક ગોવાળિયાને નદી ઊતરતો જોઇ પોતાને પેલે પાર લઇ જવા ગ્રામ્ય સુંદરીએ વિનંતિ કરી અને બદલામાં પગનું ઝાંઝર આપવા કહ્યું. સુંદરીનાં રૂપ જોઇ ગોવાળિયાની મતિ ફરી. નદી ઊતારવાના બદલામાં ઝાંઝરને બદલે ગોરાંદેનો એક મીઠો શબ્દ માંગ્યો. ગોવાળિયાની વિકારી આંખો જોઇ સુંદરીએ ઠપકો આપ્યો અને સામે કાંઠે એનો પતિ સાંભળશે તો પરિણામ વિપરીત આવશે. એમ કહીને એને વાર્યો. સુંદરીની પવિત્રતાનાં તેજ આગળ ગોવાળિયો વિશુદ્ધ બન્યો. ]

વહેતી નદીએ આવીલાં ભરપૂર જો,
ચારે ને પાળે રે સમદર છલી વળ્યા રે લોલ.

ભાઇ ગોવાળિયા નદી ઊતારી મેલ જો
તુજને આલું રે પગની ઝાંઝરી રે લોલ.

તારી ઝાંઝરી તારે પાવલિયે સોહે જો,
નદીએ ઊતારૂં મીઠડા બોલને રે લોલ.

ભાઇ ગોવાળિયા મોઢું સંભાળી બોલજો,
સામે તે કાંઠે રે સાહ્યબો સાંભળે રે લોલ.

સાંભળશે તો તુજને દેશે ગાળ જો,
અમારી સાથે રે લેશે રૂસણાં રે લોલ

ઇ રીસણિયાં શેણે શેણે ભાંગે જો
રીસણાં ભાંગે રે ખારેક ટોપરે રે લોલ.

ખારેકડી તો મૂઠે ભરીને ખાયજો
ટોપરડાં ચાવે ગોરીને કૂચા વળે રે લોલ.



# વીજળી વેરણ થઈ.

[ હાજી કાસમની 'વીજળી' સ્ટીમરમાં મીંઢોળબંધાં વરઘોડિયાં કુટુંબસહિત ડૂબવાથી સારાયે કાઠિયાવાડમાં કળેળાટ થઇ પડયો અને પ્રજાના દિલની એ દુઃખભરી ભાવના લોકગીતને પ્રવાહે ચઢી અમર થઇ છે. 'વીજળી' ચોરવાડના બારામાં ડૂબી હોવાનું મનાય છે ]

વીજળી વેરણ થઇ
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

મુંબઇ તે શેરમાં માંડવા રે રોપ્યા,
જુએ જાતુંની વાટું–
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

બાર બજ્યાની વીજળી રે હાલી,
દરિયામાં દાખલ થઇ રે–
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

સાંજ પડી ને વીજળી રે હાલી,
નગરમાં દાખલ થઇ રે–
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

મધરાત આવીને વીજળી રે હાલી,
દરિયામાં દાખલ થઈ રે—
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

બાર બજ્યાની વીજળી રે હાલી,
ચોરવાડ દાખલ થઇ રે—
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.

વીજળી કે મારો વાંક નથી રે,
હરિ કરે તે થઇ રે—
કાસમ ! તારી વીજળી વેરણ થઇ.



# કાલિંદીને તીર.

[ લોકગીતોના સાહિત્યમાં સુંદરીઓનાં નિર્દોષ તોફાનનાં કેટલાંક ગીતો મળી આવે છે. આ તોફાનનું ગીત વર્તુળમાં ફરતી યુવતીઓ અજબ રીતે જમાવે છે ]

હાંરે મોર બોલે મોહન મહારાજ રે,
નિંદરા નાવે રે.

હું તો સૂતી'તી સેજ પલંગ રે,
ઝબકી ને જાગી રે.

મારી સોના ઇંઢાણી રૂપા બેડું રે,
હું તો ગઇ'તી કાલંદીને તીર રે,
ભરવાને પાણી રે.

સામો મળિયો છે નંદજીનો લાલ રે,
બાળ બ્રહ્મચારી રે.

મારો ચટક છેડલો તાણ્યો કે,
ઊભી રે'ને નારી રે

મારે માથે છે ભારત ભાર રે,
મહિડાંની ગોળી રે.

મેં તો વાળી ચાંપલિયાની ડાળ રે,
ફૂલડાં તે લેવા રે,

મારો હરખે પરોવેલ હાર રે,
અધવચ તૂટયો રે.

મોર બોલે મોહન મહારાજ રે,
નિંદરા નાવે રે.



# કાનુડે કવરાવ્યાં.

[ કૃષ્ણની બાળલીલાના ભાવો જાળવી રાખતું આ કંઠસ્થ ગીત કાઠિયાવાડના હજારો ચોકમાં ઝંકાર પાડે છે. ]

જળ રે જમનાજીનાં ભરવાને ગ્યાં'તાં,
રેઢુડાં બાર ઉઘાડયાં:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

સીકેથી મહિડાં ઢોળ્યાં રે વા'લે,
ખાધાં નહિ એટલાં ફોડયાં:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

કોઇ કહે કા'નાને બાંધીને મારો,
કોઇ કહે નંદનો કુંવર:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

નંદજીના દેશમાં અમે નહિ રહીએ,
ગોવાળણ ભરે રે ઉચાળા:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

સર્વે મળીને આપણ રાવે રે જઇએ.
જઇ માતા જસોદાને કહીએ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

માતા જસોદાજી તમારા કા'ન,
નત માગે સહિડાંનાં દાણઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

જાવ જાવ ગોપિયું તમારે ઘેર,
કા'નો આવે તો કરૂં વઢવેડઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

સાંજ પડી કા'ન ઘેર પધાર્યો,
માતાએ માંડી વઢવેડઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

ખોટું બોલું તો નંદજીની આણ,
અમે તો નાનકડા બાળઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

પાણી ભરીને પાડોશણ આવી,
કા'નુડે મેલી છે ડોટઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

લાખ સવાનો કા'નનો હારલો તૂટયો,
રૂડો નવ સેરો હારઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

નિરાંત કરીને કા'ના મોતીડાં વીણજે,
મારવાની ધરજે ના બીકઃ
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યા.

# મોરલી.

[ કાઠિયાવાડનો કણબીસમાજ કૃષ્ણના અને એની મોરલીનાં મસ્તીભર્યાં ગીતો ગાય છે એની વાનગી રૂપ આ ગીત છે ]

મોરલી રે જળ જમુનાને તીરે,
વગાડી બળભદ્રવીરે રેઃ ચાલો જોવાને જાઈં.

વેંત ભરીને વા'લે વાંસ કપાવ્યો,
તેની વા'લે મોરલી ઘડાવી રેઃ ચાલો જોવાને જાઈં.

ગોકુળ ઘડાવી મથુરામાં રંગાવી,
ફરતી તે હીરલે જડાવી રેઃ ચાલો જોવાને જાઈં.

હું રે સૂતી'તી મારા મંદિરમાં,
ઝબકીને નિંદરામાં જાગી રેઃ ચાલો જોવાને જાઈં.

કા'નાને માથે મેવાડી મોળિયાં,
રાધાજીને ઝળકતી ઝાલ્યું રેઃ ચાલો જોવાને જાઈં.

માધવદાસનો સ્વામી શામળિયો,
ગોકુળમાં છેલછબીલો રેઃ ચાલો જોવાને જાઈં.



માતા જસોદાજી તમારા કા'ન,
નત માગે મહિડાંનાં દાણ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

જાવ જાવ ગોપિયું તમારે ઘેર,
કા'નો આવે તો કરૂં વઢવેડ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

સાંજ પડી કા'ન ઘેર પધાર્યા,
માતાએ માંડી વઢવેડ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

ખોટું બોલું તો નંદજીની આણ,
અમે તો નાનકડા બાળ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

પાણી ભરીને પાડોશણ આવી,
કા'નુડે મેલી છે ડોટ:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

લાખ સવાનો કા'નનો હારલો તૂટ્યો,
રૂડો નવ સેરો હાર:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

નિરાંત કરીને કા'ના મોતીડાં વીણજે,
મારવાની ધરજે ના બીક:
ગોકુળિયામાં કા'નુડે કવરાવ્યાં.

# મોરલી.

[ કાઠિયાવાડનો કણબીસમાજ કૃષ્ણના અને એની મોરલીનાં મસ્તીભર્યાં ગીતો ગાય છે એની વાનગી રૂપ આ ગીત છે ]

મોરલી રે જળ જમુનાને તીરે,
વગાડી બળભદ્રવીરે રેઃ ચાલો જોવાને જઈએ.

વેંત ભરીને વા'લે વાંસ કપાવ્યો,
તેની વા'લે મોરલી ઘડાવી રેઃ ચાલો જોવાને જઈએ.

ગોકુળ ઘડાવી મથુરામાં રંગાવી,
ફરતી તે હીરલે જડાવી રેઃ ચાલો જોવાને જઈએ.

હું રે સૂતી'તી મારા મંદિરમાં,
ઝબકીને નિંદરામાં જાગી રેઃ ચાલો જોવાને જઈએ.

કા'નાને માથે મેવાડી મોળિયાં,
રાધાજીને ઝળકતી ઝાલ્યું રેઃ ચાલો જોવાને જઈએ.

માધવદાસનો સ્વામી શામળિયો,
ગોકુળમાં છેલછબીલો રેઃ ચાલો જોવાને જઈએ.



# જમુના જળ ભરવા.

[ કૃષ્ણ-ગોપીને નામે ગામડાનો સુંદરીસંઘ દિલના ભાર આવા ગીતોદ્વારા હળવા કરે છે ]

જમના જળ ભરવાને જાઇ, જાદવરાય સામા મળ્યા રે લોલ,
કે વા'લે મારે કચર્યો જમણો પગ,
કે હું હળવી પડી રે લોલ,

કે હૈડાં મળિયાં ભેટોભેટ,
કે નયણે નીર ઝરે રે લોલ.

કે ગોરી મોરી આવડલાં શાં દુઃખ,
કે હૈડાનાં હીર બળે રે લોલ.

કે વા'લા મોરા વાટે ન કરીએ વાત,
કે અબળાને આળું ચઢે રે લોલ.

કે વા'લા મોરા આવજો આપણે ઘેર,
કે કરશું ગોઠડી રે લોલ.

કે સાસુ-નણંદના સંતાપ,
કે જેઠ ને દેર વઢે રે લોલ

કે જેનો નાહોલિયો નાદાર,
તેનાં ઘર કેમ વસે રે લોલ

# દાદુભા.

[ રજવાડામાં સાવકી માતાને હાથે દગાફટકાથી મરેલા કેટલા યે રાજકુમારોની કરુણ કથનીમાં આ રાસડો પણ એક રાજકુમારની કરુણ કથનીનો ઉમેરો કરે છે. ]

થાળ ભર્યો રે સગ મોતીડે, શ્રીફળ મેલ્યાં છે ચાર રે,
હરિયો પૂજવા દાદુભા આવિયા.

લોક વધાવે સાચે મોતીએ, સોનલબા સોનૈયે વધાવે રે,
હરિયો પૂજવા દાદુભા આવિયા.

ખરે બપોરે ખીરૂં ઠારિયું,
ચાલો દાદુભા જમણુ છે તૈયાર રે:
હરિયો પૂજી દાદુભા આવિયા.

પો'લે કોળિયે રે મોં મચકોડિયાં,
બીજે કોળિયે ઠેલ્યા છે થાળ રે,
હરિયો પૂજી દાદુભા આવિયા.

ત્રીજે કોળિયે રે સોડયું ઠાંસિયું,
પલકવારે છોડયા છે પ્રાણ રે,
હરિયો પૂજી દાદુભા આવિયા.

માતા રૂએ રે રંગ મહેલમાં,
કુંવર મને દિયોને જવાબ રેઃ
કિયાં દરદ ને કિયાં દુઃખડાં?

નથી દરદ ને નથી દુઃખડાં,
ફૂટ ગોઝારણ નવી માનાં કામ રેઃ
હરિયો પૂજી દાદુભા આવિયા.

રાણી રૂએ રે રણવાસમાં,
દાસી અમને દિયોને જવાબ રેઃ
કિયાં દરદ ને કિયાં દુઃખડાં?

નથી દરદ કે નથી દુઃખડાં,
હઠ ગોઝારણ નવી માનાં કામ રે;
હરિયો પૂજી દાદુભા આવિયા.



# મહિયારાંના શણગાર

[ મહિયારીને નામે લોકકન્યા પોતાનાં આભૂષણોની શાહી આ ગીતમાં ગૂંથે છે. ]

અમે મહિયારાં રે ગોકુળ ગામનાં.
અમારાં મહિ કોણ લેશો ?
મહિયારાં રે ગોકુળ ગામનાં.

પગ પરમાણે રે કડલાં રે સોહે,
કાંબિયુંની બે જોડયું:
મહિયારાં રે ગોકુળ ગામનાં.

હાથ પરમાણે રે ચૂડલો રે સોહે,
ગુજરીની બે જોડયું:
મહિયારાં રે ગોકુળ ગામનાં.

ડોક પરમાણે રે તુલસી રે સોહે,
કંટેસરીની જોડયું:
મહિયારાં રે ગોકુળ ગામનાં.

નાક પરમાણે રે નથડી રે સોહે,
નકવેસરની જોડયું:
મહિયારાં રે ગોકુળ ગામનાં.

# સીતાહરણ.

[ લોકગીતોના કંઠસ્થ સાહિત્યમાં રામાયણના કેટલાક પ્રસંગો ગીતની ઝલક સાથે શોભી ઉઠે છે. સીતાહરણનો પ્રસંગ લોકભાષામાં અને લોકભાવમાં આ ગીતમાં ગુંથાયો છે. ]

ધરમ રાજાએ નવાણુ ગળાવ્યાં,
હડચો બાંધે પાળ રે,

ફરતો ને ફરતો જોગી આવ્યો,
સીતા કને માગે ભીખ રે.

થાળ ભરીને સીતા વનફળ લાવ્યાં,
લે બામણિયા ભીખ રે.

છૂટી ભિક્ષા અમે નથી રે લેતાં,
ગુરુજીને બેહે ગાળ્ય રે.

સાવરે સોનાનો સીતા ચૂડલો મઢાવું,
અધલખીનો હાર રે,

ચૂડલો તો તારો પત્થર પછાડું,
રામૈયો ભરથાર રે.

અંગોઠડી સીતા રતને જડાવું,
હલકે શોભે હાર રે.

અંગોઠઠીમાં આગ મેલાવું,
હલકે તોડું હાર રે.

આંચ પકડીને ખંભે ચઢાવી,
લઇ ચાલ્યો વન માંહ્ય રે.

પે'લો પગ પાવડીએ દીધો,
બીજો મઢીને બા'ર રે.



# વે'લેરા પધારજો.

[ જેવી રીતે રામજીવનના પ્રસંગો લોકગીતોમાં સરસ રીતે ગૂંથાયા છે તેવીજ રીતે કૃષ્ણજીવનના પ્રસંગોથી પણ આ કંઠસ્થ સાહિત્ય ભરપૂર છે. કૃષ્ણ અને બલદેવ મથુરાં જાય છે એ પ્રસંગ આ ગીતમાં ઊતર્યો છે. ]

ગોકુળ વે'લેરા પધારજો રે,
મથુરા જાઓ તો મારા સમ, હો લાલ,
ગોકુળ વે'લેરા પધારજો રે.

રથ જોડીને અક્રૂર આવિયા રે,
એ તો મને દુઃખડાંનો દેનારઃ હો લાલ,
ગોકુળ વે'લેરા પધારજો રે.

ઓ જાય ઓ જાય રથ મારા નાથનો રે,
વાંસે બેઠા હળધર વીર, હો લાલ,
ગોકુળ વે'લેરા પધારજો રે.

આગળ રાધાજી ઊભાં રહ્યાં રે,
મારા હૃદિયા પરે રથ ખેડઃ હો લાલ,
ગોકુળ વે'લેરા પધારજો રે.



# છબીલો લાલ.

[ સરળ શબ્દોમાં આલેખાયલા શ્રી કૃષ્ણની બાળલીલાના પ્રસંગો આ ગીતદ્વારા હજારો ગામડાંઓ આજે પણ રસથી ઝીલે છે. ]

આવ્યા શ્રી ગોકુળ તારવા, છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.

વસુદેવજીને ઘેર જન્મ ધર્યો છે,
નંદજીની ગૌધેન ચારવાઃ છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.

માશી પૂતનાના વા'લે પ્રાણજ લીધા,
મામા તે કંસને મારવાઃ છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.

ટચલી આંગળીએ વા'લે ગોવર્ધન તોળ્યો,
ઇંદ્રનાં માન ઊતારવાઃ છબીલો લાલ.
આવ્યા શ્રી ગોકુળ તારવા.

વનરા રે વનની કુંજગલનમાં,
ગોપિયુંને રાસ રમાડવાઃ છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.

વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણી,
ભૂમિનો ભાર ઊતારવાઃ છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.



# સાસરવેલ.

[ લોકગીતોમાં સાસરિયા પક્ષને વખોડનારાં ગીતો ઘણાંય મળી આવે છે પણ સદ્ભાવથી સાસરવેલ તરફ જોનાર સદ્‌ગુણી વહુઓ પણ હશે એની સાબીતી આપતું આ ગીત લોકસાહિત્યને શોભાવે છે. ]

આવી રૂડી શરદપૂનમની રાત જો,
ચાંદલિયો ઊગ્યો રે સખિ મારા ચોકમાં રે લોલ,

સસરો મારો દેરાસરનો દેવજો,
સાસુડી દેરાસર કેરી પૂતળી રે લોલ.

જેઠ મારો અષાડીલો મેઘ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી રે લોલ.

દેર મારો ચાંપલિયાનો છોડ જો,
દેરાણી ચાંપલિયા કેરી પાંખડી રે લોલ.

પરણ્યો મારો ચતુર સુજાણ જો,
વા'ણે ને મંગાવે ખારેક ટોપરાં રે લોલ.

ટોપરડાં જો ખાયે તો ગોરીને કૂચા વળે,
ખારકડી ખાય તો ગોરીને ગળે વળે રે લોલ.

# રાવ.

[ કૃષ્ણની ફરિયાદ લઇ જતી ગોપીઓ અને જશોદા વચ્ચે જાણે હમણાંજ વાતચીત થતી હોય તેની રસિકતાથી આ ગીત ઝીલાય છે. ]

ધન્ય ધન્ય ગોકુળની વ્રજનાર, ચાલ્યાં મહી વેચવા રે લોલ;
આડા જસોદાના કા'ન, મારગડો રોકી ઊભા રે લોલ.
મારાં ફોડચાં મહીનાં માટ, ગોરસ ઢોળિયાં રે લોલ;

ચાલો ચાલો ગોપિયું સર્વે જાઈ, જસોદા માને કઈ રે લોલ.
માતા તમારલો કા'ન કે, આવડો શું લાડકો રે લોલ,
મારાં ફોડચાં મહીનાં માટ, કે ગોરસ ઢોળિયાં રે લોલ.

જાવ જાવ ગોપિયું તમારે ઘેર, કે કા'નને વારશું રે લોલ;
માતાએ વાઢી કણેરી કામ, કે કા'નને વારવા રે લોલ.
કા'નો ચડયો કદમને ઝાડ, કે ગોધેન ચારવા રે લોલ.

આવડો શું કા'ના, આવડી શી હેલ,
નત નત કજિયા લાવે શું ઘેર;

પે'લી આવીને મારા પગમાં પડે,
બીજી આવીને મારા મુગટે અડે.

એવી એવી વિપતું વનમાં પડે,
તો ય ગોપિયું રાવું કરે.

આવી પછેડી બાજઠ લઇ,
વળતાં પછેડી લેતી ગઇ.

તેડાવો સૂતાર ચલાવો કામ,
તેં કેમ લૂટયાં ગોકુળ ગામ ?

કેવી પછેડી ને કેવી ભાત ?
કેવો કા'નુડો ને કેવી રાત ?

પીળી પછેડી ને પોપટ ભાત,
કાળો કા'નુડો ને આઠમ રાત.



# પંદર તિથિ.

[ તિથિના ઘણા રાસ છે તેમાંનો આ રાસ છે. તેમાં આ રાસ જ્યારે ચઢે છે ત્યારે ગોકુળ આવજો રે મહારાજ એ ચરણથી વાતાવરણ અજબ રસને હેલે ચડે છે ]

પડવે પ્રેમ તણા આધાર,
બીજે કહું છું બીજી વાર: ગોકુળ આવજો રે મહારાજ.

ત્રીજે ત્રણ ભુવનના નાથ,
ચોથે ચતુરા જેવી નાર: ગોકુળ આવજો રે મહારાજ.

પાંચમે પગલાં ભરજો પાંચ,
છઠ્ઠે છોગાળા ભગવાન; ગોકુળ આવજો રે મહારાજ.

સાતમે સહિયર બાંધી સાથ,
આઠમે અવતર્યા ભગવાન, ગોકુળ આવજો રે મહારાજ.

નોમે નગણા શું થાવ નાથ,
દશમે તલખું દિ ને રાત: ગોકુળ આવજો રે મહારાજ.

અગિયારસે એકાદશીના વરત,
બારસે બહુ કીધાં છે પુણ્ય, ગોકુળ આવજો રે મહારાજ.

તેરસે તેડાં મોકલો તેર,
ચતરદસે ચતુર્ભુજ આવો ઘેર: ગોકુળ આવજો રે મહારાજ.

પૂનમે પૂરો ઊગ્યો ચંદ,
નવખંડ ધરતીમાં અંજવાસ. ગોકુળ આવજો રે મહારાજ.

# દસ અવતાર.

[ કન્યાશાળાના પાયા જે વખતે આપણા દેશમાં નંખાયા ન હતા તે વખતે હજારો ગ્રામ્ય સુંદરીઓ પુસ્તકો વાંચ્યા વિના આવાં ગીત દ્વારા દસ અવતારનાં વર્ણન કરી શકતી. ગીતો શિક્ષણની દૃષ્ટિએ કેટલાં ઉપયોગી છે એનો આ પુરાવો છે. ]

પરથમ અવતારે મછા રૂપજ ધરિયાં,
વાળ્યા છે ચારે વેદ મારે વા'લે.
બ્રહ્મા ઋષિનાં કારજ સરિયાં,
એવા તે સકળ સરૂપ મારે વા'લે.

બીજે અવતારે મહાસાગર મથિયા,
કાઢયાં છે ચૌદ રતન મારે વા'લે.
એ રતન પૃથ્વીને રે આપ્યાં,
ઝાઝું કરીને જતન મારે વા'લે.

ત્રીજે અવતારે વરાહ રૂપ ધરિયાં,
ગગન ચડાવ્યાં નીર મારે વા'લે.
બૂડંતી પૃથ્વીને રે તારી,
દાઢ તણે આધાર મારે વા'લે.

ચોથે અવતારે નરસિંહરૂપ ધરિયાં,
થંભમાં લીધો વાસ મારે વા'લે.
હિરણ્યાક્ષને હાથે સંહાર્યો,
ઉગાર્યો પ્રહ્‌લાદ મારે વા'લે.

પાંચમે અવતારે વામન રૂપજ ધરિયાં,
જઇ ઊભા બલિને દ્વાર મારે વા'લે.
સાડા ત્રણ ડગલાં પૃથ્વી રે માગી,
બલિને મેલ્યો પાતાળ મારે વા'લે.
છઠ્ઠે અવતારે પરશુરામ અવતરિયા,
ફરસી લીધી છે હાથ મારે વા'લે.
નક્ષત્રી પૃથ્વીને રે કીધી,
બ્રાહ્મણને સોંપ્યાં રાજ મારે વા'લે.
સાતમે અવતારે શ્રી રામ અવતરિયા,
પત્થરે બંધાવી પાળ મારે વા'લે.
રાજા રાવણને રણમાં રે રોળ્યો,
વિભીષણને સોંપ્યાં રાજ મારે વા'લે.
આઠમે અવતારે નંદઘેર કા'ન અવતરિયા,
ગોકુળ ચારી ઘેન મારે વા'લે.
માતપિતાના બંધ છોડાવ્યા,
માર્યો કંસાસુર રાય મારે વા'લે.
નવમે અવતારે બુદ્ધરૂપજ ધરિયાં,
બેઠા છે એકજ ધ્યાન મારે વા'લે.
ગૌ બ્રાહ્મણ સાધુને રે પીડિયા,
કોઇને ન હિયે ધ્યાન મારે વા'લે.
દસમે અવતારે નકળંગ રૂપ અવતરશે,
વરતાશે જયજય કાર મારે વા'લે.
પુણ્ય પ્રગટશે ને પાપ ઠેલાશે,
એજ દસમો અવતાર મારે વા'લે.

# વસ્ત્રહરણ.

[ વસ્ત્રહરણના પ્રસંગને લોકવર્ગ કેવી દૃષ્ટિએ જુએ છે એનો ધ્વનિ આ ગીતમાંથી નીકળે છે. ]

તેવંતેવડી ટોળે મળી રે, નદીએ ના'વા જાય:
મારા વા'લાજી રે.
વસતર ઊતારી મેલ્યાં કાંઠડે રે,
જઈ જમુનામાં ના'ય: મારા વા'લાજી રે.
વસતર હરી ગિયો વીઠલો રે,
ચઢયો કદમને ઝાડ: મારા વા'લાજી રે.
લાવો વિઠ્ઠલજી અમારાં વસતર,
પે'રી મંદિરિયે જાઈં: મારા વા'લાજી રે.
વસતર તો અમે નઈં દઈં રે,
પગલાં ભરજો પાંચ: મારા વા'લાજી રે.
ફૂલને તી વા'લી પાઘડી રે,
પાઘડીને વા'લાં ફૂલ: મારા વા'લાજી રે.
બાળને તી વા'લું પારણું રે,
પારણાંને વા'લાં બાળ: મારા વા'લાજી રે.
નારીને વા'લાં લુગડાં રે,
લુગડાંને વા'લી નાર: મારા વા'લાજી રે.

# વિદાય.

[ પ્રિયતમ ગામતરે ન જાય એવી ઇચ્છાએ પ્રિયતમા પંદરે તેથિ વિષે પોતાનો અભિપ્રાય વિરુદ્ધમાં આપે છે. આ ગીતમાં ગીત ગાનાર કન્યકાને દરેક તહેવાર કઇ તિથિએ આવે છે એનું શિક્ષણ મળે છે. ]

પડવો રે રાજા પરથમ વાર,
કે બીજે ગામ ન ચાલીએ.

બીજ રે રાજા અષાડી બીજ,
કે ત્રીજે ગામ ન ચાલીએ.

ત્રીજ રે રાજા અખાત્રીજ હોય,
કે ચોથે ગામ ન ચાલીએ.

ચોથ રે રાજા બોળ ચોથ હોય કે,
પાંચમે ગામ ન ચાલીએ.

પાંચમ રે રાજા નાગ પાંચમ હોય કે
છઠ્ઠે ગામ ન ચાલીએ.

છઠ રે રાજા રાંધણ છઠ હોય કે,
સાતમે ગામ ન ચાલીએ.

# વિરહ !

[ વિજોગણનો વિરહ આ બારમાસીને ચરણે ચરણે ઊભરાય
છે. ઋતુએ ઋતુએ એના શરીરે વિરહની આગ લાગે છે. ]

હાં રે સખિ ! બેસતો રે કારતક માસ,
ને કંથ સીધાવિયો;
ઝીણી ટાઢ કરે ચમકાર,
શિયાળો આવિયો.

સખિ ! નાંખી રે ગયો નિરાધાર,
સૂનો ઘર દીવડો;
વધીને વેરણ થઇ છે રાત,
જાયે નહિ જીવડો.

સખિ ! લાખ રે આવે લાખ જાય,
સંદેશો રે નાથનો;
હજુ કાગળ ન આવ્યો કટકો એક,
હરિવરના હાથનો.

સખિ ! માગશરે મધ જાય,
જીવન આ દોહ્યલું;
જેના પિયુજી વસે પરદેશ,
સુખ નહિ સોહ્યલું.

સખિ ! સૂની રે સુવાની એ સેજ,
સૂના રે ઘર-ઓરડા;
જેનો પરણ્યો વસે પરદેશ,
તેના દિન દોહ્યલા.

સખિ ! પોષ મહિને પરભોમ,
પોતાની સાંભરે;
સીતા ઝૂરે બારે માસ
આંખેથી આંસુ ઝરે.

સખિ ! માહ જે મહિને સાજણ,
અમોને સાંભરે;
એવો વા શિયાળાનો વાય,
દેહ મારી થરથરે.

સખિ ! ફાગણે ફૂલ્યાં ફળફૂલ,
તરુવર તમામનાં;
મારા પિયુજી વસે પરદેશ,
ફૂલડિયાં શા કામનાં ?

સખિ ! ચૈતર મહિને મારું ચિત્ત,
ચિંતાતુર ચાલતું;
મારા પિયુજી વસે પરદેશ,
સુખ નહિ આલતું.

સખિ ! વૈશાખે વિપરીત વાત,
ધીરજ મારી ન ટકે;

વનમાં સાખ અને દરાખ,
ઝુડા માંહે ઝાટકે.
સખિ ! જેઠ મહિને સહિયર સાથ,
સરોવરે સહુ તરે;
મારા પિયુજી વસે પરદેશ,
આંખેથી આંસુ ઝરે.
સખિ ! આષાઢે ગાજ્યો મેઘ,
રમે સહિયર તાળીએ.
સખિ ! નાથ વિના નાહી ધોઇ
અંબોડા શું વાળીએ ?
સખિ ! શ્રાવણ મહિને રોજ,
શ્રાવણ વરસે સરવડે;
મારા પિયુજી વસે પરદેશ,
જીવડો મારો ટળવળે.
સખિ ! ભાદરવો ભરપૂર,
હાથિયો ગડગડે;
ભીંજાય મારાં નવરંગ ચીર,
વિજોગે હૈયું ભડભડે.
સખિ ! આસો પૂરે મારી આશ
કાગળિયા આવિયા,
આવ્યા ઓચિંતા મારા નાથ,
મારૂં સુખ લાવિયા.